# હજ અને ઉમરહ

## 'ફલાહી' ના હમરાહ




સંપાદક

**મુહમ્મદ ઈકબાલ 'ફલાહી' ખાનપુરી**

જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર





પ્રકાશક

**(મવ.) મુફતી અહમદ દેવલ્વી (સા.)**

મુહતમિમ : જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર

જિ. ભરૂચ (ગુજરાત-ઈન્ડિયા)



# હજ્જ અને ઉમરહ

# 'ફલાહી'ના હમરાહ



| કિતાબનું નામ | હજ્જ અને ઉમરહ: 'ફલાહી'ના હમરાહ |
|---|---|
| સંપાદક | મુહમ્મદ ઈકબાલ 'ફલાહી |
| આવૃતિ | ત્રીજી |
| પ્રત | ૧૧૦૦ |
| કીંમત | ૪૦– ૦૦ રૂપીયા |
| પ્રકાશન વર્ષ | હિ.સન ૧૪૨૩ / ઈ.સન ૨૦૦૨ |
| ટાઈપ સેટીંગ | મુહમ્મદ ઈકબાલ 'ફલાહી' |

**–:પ્રકાશક:–**

**મવ. મુફ્તી અહમદ દેવલ્વી સા. દા.બ.**

મુહતમિમ : જામિઅહ ઉલૂમુલ કુર્આન, બાયપાસ રોડ

**મુ.પો. જંબુસર, ૩૯૨૧૫૦, જિ. ભરૂચ**

(ગુજરાત, ઈન્ડિયા) ✆ (૦૨૬૪૪) ૨૦૭૮૬ / ૨૦૨૮૬

لَبَّیْکَ اَللّٰھُمَّ لَبَّیْکَ
لَبَّیْکَ لا شَرِیْکَ لَکَ لَبَّیْکَ
اِنَّ الْحَمْدَ وَالنِّعْمَةَ لَکَ وَالْمُلْکَ
لا شَرِیْکَ لَکَ

---

**લબ્બય્ક, અલ્લાહુમ્મ લબ્બય્ક**
**લબ્બય્ક, લા શરીક લક, લબ્બય્ક**
**ઈન્નલ્-હમ્દ વ ન્નિઅ્મત લક વલમુલ્ક,**
**લા શરીક લક**

---

હું હાજર છું, હે અલ્લાહ હું હાજર છું,
હું હાજર છું, આપનો કોઈ જ ભાગીદાર નથી, હું હાજર છું,
બેશક બધા વખાણ અને નેઅ્મતો ફક્ત તમારા માટે જ છે, અને મુલ્ક પણ,
તમારો કોઈ જ ભાગીદાર નથી.

## આ વાંચનારને :

શું આપના ઉપર હજ્જ ફર્ઝ છે ?
શું આપે તે હજુ અદા કરી નથી ?
હવે આપનો શું વિચાર છે ?

---

## ખબરદાર !

"થાય છે" –– "થઈ રહેશે"
"આવતા વર્ષે જરૂર જઈશું"

વગેરે વગેરે કહી, રખે મનને મનાવી લેતા અને ઢચુ પચુ થઈ જતા.

---

## આવતા વર્ષે :

હજ્જતો થશે જ, પરંતુ આવતા વર્ષે આપણે આ દુન્યામાં હોઈશું કે નહીં એની શું ખાત્રી ? તેથી જ લોકવાયકા છે કે :

# "નેક કામમાં ઢીલ ન કરવી "

બિસ્મિહી તઆલા

# અનુક્રમણિકા

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

# પ્રકાશકીય

اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ وَالصَّلٰوةُ وَالسَّلَامُ عَلٰى
سَيِّدِ الْاَنْبِيَاءِ وَالْمُرْسَلِيْنَ مُحَمَّدٍ وَّعَلٰى اٰلِهٖ وَاَصْحَابِهٖ
اَجْمَعِيْنَ وَمَنْ تَبِعَهُمْ بِاِحْسَانٍ، اِلٰى يَوْمِ الدِّيْنِ. اَمَّا بَعْدُ

હજ્જે બયતુલ્લાહ, એક અહમ ઈસ્લામી રૂકન છે. કુર્આને કરીમ અને હદીષે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં, વિવિધ જગાએ, વિવિધ પ્રકારે, તેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, કદિક તો તેની ફર્ઝિયત અને ફઝીલત બતાવી તેની અદાયગી ઉપર ભાર મુકવામાં આવ્યો છે, તો કદિક તેના પ્રતિ લાપરવાહી દાખવનાર માલદારોને ભયંકર વઈદો દ્વારા ચેતવણી આપી તેને પહેલી અને વહેલી તકે અદા કરવાની તાકીદ કરવામાં આવી છે. હજ્જે બયતુલ્લાહનુ મહત્વ એટલા માટે પણ વધી જાય છે, કે તેમાં માણસનો જાન–માલ, સમય, બધું જ અલ્લાહના હુકમોની અદાયગીમાં લાગી જાય છે અને આ રીતે, તે જ ઈસ્લામી ઈબાદતોમાં એક માત્ર એવી ઈબાદત છે, જેને એક સાથે જાની – માલી ઈબાદત હોવાનું બહુમાન પ્રાપ્ત છે.

અરકાને ઈસ્લામ માં નમાઝ, ઝકાત, રોઝહનાં મસાઈલથી તો ઓછા – વત્તા પ્રમાણમાં, બધા જ મુસ્લિમો વાકિફ હોય છે, કારણ કે તેનાથી દરરોજ અથવા વરસમાં એકવાર પ્રત્યેક મુસ્લિમને અમલી સ્વરૂપે ગુજરવું પડે છે, જેમકે નમાઝ રાત–દિવસમાં પાંચવાર, રોઝહ વરસમાં એક મહિનો અને ઝકાત (આપનાર અથવા લેનાર તરીકે) વરસમાં એકવાર અદા થતા હોવાથી, તે સંબંધી મસાઈલની જાણકારી હોય છે, અથવા રોજેરોજ કે વરસો વરસ, જરૂરત પડયે, માહિતી મેળવતો રહે છે. જયારે હજ્જે બયતુલ્લાહની શા'ન કંઈક જુદી જ છે. ઝિંદગીમાં ફકત એક જ વાર, ચોકકસ વ્યાખ્યાના માલદારો ઉપર ફર્ઝ થતી આ ઈબાદતનાં મસાઈલથી

બીજી ઈબાદતોના મસાઈલ કરતાં, પ્રમાણમા વધૂ પડતી અજાણતા – અભણતા જોવા–જાણવામાં આવે છે અને તેની ચોકકસ ધારા–ધોરણો સહિતની ફર્ઝિયત અને પ્રતિદિન ન પડતી જરૂરતના લઈ આમ થવું સ્વાભાવિક પણ છે.

**જામિઅહ ઉલૂમુલ કુર્આને,** તેના સ્થાપના કાળથી જ આવી અગત્યની બાબતોની નોધ લઈ, તે પ્રતિ ચોકકસ અને પરિણામલક્ષી પગલાંઓ લીધા છે, આ સંદર્ભમાં જામિઅહએ પ્રકાશન વિભાગ નામનો એક આગવો વિભાગ ઊભો કર્યો છે, પ્રેસ, મીડિયા અને ઈન્ટરનેટ જેવા પ્રચાર માધ્યમોનાં આ યુગમાં ગંદા, બિભત્સ અને બિન ઈસ્લામી પ્રચારને નાથવા, ઈસ્લામ અને મુસ્લિમ સમુદાય ઉપર થતી શંકા કુશંકાઓને દૂર કરવા, મુસ્લિમ વિરોધી પ્રચારમાધ્યમોનો સચોટ અને સંતોષકારક જવાબ આપવા, મુસ્લિમ સમાજમાં ઘર કરી ગયેલ ગેર ઈસ્લામી સંસ્કૃતિ, બિદ્અતો અને કુરિવાજોને સદંતર નાબૂદ કરવા અને શુધ્ધ ઈસ્લામી, ઈસ્લાહી અને દીની લિટ્રેચરનાં પ્રકાશન અને પ્રસારણ માટે, આ વિભાગે ગુજરાતી, ઉર્દૂ, અંગ્રેજી, અરબી ભાષામાં કિતાબો અને પમ્ફલેટ્સની એક હારમાળા ઊભી કરી દીધી છે, જેમાં અલ્લાહના ફઝલો કરમથી જામિઅહનાં અનુભવી અસાતિઝએ કિરામે પોતાની ધારદાર કલમે અમુલ્ય કિતાબોનો ફાળો અર્પણ કર્યો છે, વિશેષરૂપે :

☆ **હઝ. મવ. બશીર અહમદ ભડકોદ્રવી સાહેબ (દા.બ.)**
☆ **હઝ. મવ. ઈસ્માઈલ અદા સારોદી સાહેબ (દા.બ.)**
☆ **હઝ. મવ. રશીદ અહમદ ખાનપૂરી સાહેબ (દા.બ.)**
☆ **હઝ. મવ. મુહમ્મદ ઇકબાલ 'ફલાહી' ખાનપૂરી સાહેબ(દા.બ.)**
☆ **મવ. મુફતી અસ્જદ મવ. મુફતી અહમદ દેવલ્વી સા.(સ.ત.)**

વગેરે.....ની પ્રકાશન વિભાગની સેવાઓ બિરદાવવા પાત્ર છે, હક તઆલા એમની સેવાઓને સ્વીકૃતિનું બહુમાન અર્પણ ફરમાવી દારૈનમાં ઉત્તમોત્તમ બદલો ઈનાયત કરે, આમીન !

અત્રે ઉલ્લેખનીય છે કે જામિઅહના પ્રકાશન વિભાગની પ્રથમ પુસ્તિકા પણ હજ્જે બયતુલ્લાહના જ પવિત્ર વિષય ઉપર પ્રકાશિત થઈ

હતી, જેનું નામ " **હજ્જનું ફર્ઝ હોવું અને શકિતશાળી લોકોની લાપરવાહી"** હતું, અને હવે નવીન જરૂરિયાત અને બદલાતા સંજોગોને ધ્યાનમાં લઈ, **હઝરત મવલાના મુહમ્મદ ઇકબાલ 'ફલાહી' ખાનપૂરી સાહેબ** (નાઝિમેઆ'લા જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર) સંપાદિત મુલ્યવાન કિતાબ **"હજ્જ અને ઉમરહ:'ફલાહી'ના હમરાહ"** પ્રકાશિત કરી, મુસ્લિમ સમાજની દીની સેવામાં પોતાનો ફાળો પ્રદાન કરી પ્રકાશન વિભાગ હર્ષની લાગણી અનુભવી રહયો છે અલ્લાહ તઆલા તેના કાર્યવર્તુળને પ્રતિદિન વિસ્તરતું રાખે, અને નઝરેબદ તથા ફિતના–ફસાદથી સંપુર્ણ હિફાઝત ફરમાવે. આમીન.

હઝરત મવલાના મવસૂફે આ વિષયના તલસ્પર્શી અભ્યાસ અને જાતઅનુભવને આધારે નવા સંજોગો, નવા હાલાત, નવી અડચણો, અને નવી ઊભી થયેલ જરૂરતોને ધ્યાનમાં લઈ, એક સુંદર અને સરળ કિતાબનું સંપાદન કર્યું છે, જેમાં હજ્જે બયતુલ્લાહની સીધી સાદી તરકીબ તથા અતિઆવશ્યક એવા મસાઈલ વર્ણવવામાં આવ્યા છે અને બિનજરૂરી લંબાણ તથા અનાવશ્યક મસાઈલ છોડી દેવામાં આવ્યાં છે. કિતાબના સંપાદન અને તરતીબમાં વિશેષરૂપે આ વાતનું ધ્યાન રાખવામાં આવ્યું છે કે **કિતાબ હજ્જે બયતુલ્લાહની ગાઈડબુક નહિ, પણ હાજીનો ગાઈડ સાબિત થાય** અને એટલે જ આ કિતાબ પોતાની સાથે લઈ જનાર એવું મહસૂસ કરશે કે તે એક કિતાબ જ નહિ, પણ એક રહબર કે મુઅલ્લિમની સાથે હજ્જે બયતુલ્લાહ અદા કરવા જઈ રહયો છે અને તે પણ એવો મુઅલ્લિમ, જે ઘરેથી નીકળીને ઘરે પરત આવતા સુધી પ્રત્યકે પળે હાજીનું ધ્યાન અને તેની હજ્જની સંભાળ રાખે છે,**એટલે જ કિતાબનું નામ "હજ્જ અને ઉમરહ : 'ફલાહી'ના હમરાહ" રાખવામા આવ્યું છે,**અલહમ્દુલિલ્લાહ,આ રીતે તૈયાર કરવામાં આવેલ કિતાબ તેના વિષય ઉપર ઘણી જ લાભદાયક અને માહિતીસભર પુરવાર થશે અને હાજી લોકોનો સાચો અને સંપુર્ણ રેહબર (માર્ગદર્શક) સાબિત થશે. ઈન્શાઅલ્લાહુ તઆલા. **વળી સંપાદકના પોતાના જ કોમ્પ્યુટર ટાઈપીંગ અને સેટીંગે, જાણે સોનામાં સુગંધ ભળી દીધી હોય તેમ તેની શોભામાં**

**વધારો કરી દીધો,** તેથી જ આપ જોઈ રહયા છો કે, જાહિરી–બાતિની (આંતર–બાહય) એવા સર્વગુણોથી આ કિતાબ સંપન્ન છે. હક તઆલા કબૂલિયથી નવાઝે. આમીન.

મવલાના સાહેબે જામિઅહ ઉલૂમુલ કુર્આનની નિઝામતે આ'લાની જવાબદારીઓ તથા અતિવ્યસ્ત એવા જીવનમાંથી, આટલી દળદાર અને લાભદાયી કિતાબનું સંપાદન કરવા સમય કાઢયો એ ખરેખર એમની મુસ્લિમ સમાજ પ્રતિ સાચી લાગણી અને એક આલિમે દીન તરીકેની ખરી કર્તવ્યનિષ્ઠા અને ફરજપાલન ની દલીલ ગણાય. **સાચે જ, મવલાના મુહમ્મદ ઇકબાલ સાહેબ મુબારકબાદીના મુસ્તહિક અને અભિનંદનના હકદાર છે.** હક તઆલા એમને જામિઅહ ઉલૂમુલ કુર્આન, પ્રકાશન વિભાગ, તથા મુસ્લિમ સમાજ તરફથી આવી અનુકરણીય સેવા બદલ દારૈનમાં બેહતરીન બદલો અર્પણ કરે. આમીન.

અંતે ઉમ્મતે મુસ્લિમહની સેવામાં આ નજરાણું અર્પણ કરતી વેળાએ સૌને પોતાના મર્હૂમીનના ઈસાલે સવાબ માટે, આવી પ્રાણવાન કિતાબો છપાવી, **જામિઅહના પ્રકાશન વિભાગને કાર્યરત રાખવાની અપીલ કરું છું.**

ફકત વ સ્સલામ

**(હઝરત મવલાના મુફતી) અહમદ દેવલ્વી (સાહેબ,દા.બ.)**
ખાદિમે : જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર
તા. જબુસર જિ. ભરૂચ (ગુજરાત– ઈન્ડિયા)
૮, શઅ્બાનુલ્ મુઅઝઝમ ૧૪૨૧, હિજરી
૫, નવેમ્બર ૨૦૦૦, ઈસ્વી

બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસરના **શૈખુલ હદીષ**
અને દારૂલ ઉલૂમ ભરૂચ, કંથારીઆના **સદર મુફતી**

**હઝરત મવલાના મુફતી ઈસ્માઈલ ભડકોદ્રવી સાહેબ (દા.બ.)નો**

## અભિપ્રાય

માણસ પોતાની ઝિંદગીમાં વિવિધ હેતુઓ માટે કેટલીક સફરો કરે છે અને જરૂરત વગરની સફરને ઈસ્લામે અનિચ્છનીય બતાવી છે, બલ્કે તેનાથી મનાઈ ફરમાવી છે, પરંતુ અમુક નેક હેતુઓ એવા છે કે તેના માટે સફર કરવાની શરીઅતે પ્રેરણા આપી છે, તેના માટે અઝીમ સવાબ બયાન કર્યો છે, એટલું જ નહિ બલ્કે તેને ફર્ઝ અને જરૂરી ઠરાવેલ છે. આવી સફરો પૈકી એક સફર હજ્જ–ઉમરહ માટેની પવિત્ર સફર છે, જે અલ્લાહ તઆલાથી ઈશ્કે હકીકીનુ મઝહર (સુચક) છે, તેની નઝદીકી પ્રાપ્ત કરવાનું ઉચ્ચ માધ્યમ છે, હઝરત રસૂલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના દરબારમાં હાજરીની અને પ્રત્યક્ષ સલાતો–સલામ પેશ કરવા માટેની એક મુબારક સફર છે.

આ તે મોટા મોટા, સીધા–સાદા પથ્થરોથી બનેલા, સીધા–સાદા ઘરની સફર છે, કે જયાં પહોચીને દિલની બેટરી રૂહાનિય્યતની, ઈમાનો–યકીનની, અને તે ઘર (બયતુલ્લાહ)ના માલિકથી સંપૂર્ણ સંબંધ જોડવાની, બેટરી ચાર્જ થાય છે. આ ઘર (બયતુલ્લાહ શરીફ) તજલ્લિયાતે ઈલાહિય્યહનું અને રહમતે ખુદાવંદીની તકસીમનું મરકઝ છે,જયાં દરરોજ એકસો વીસ રહમતો નાઝિલ થાય છે, અને ત્યાં ઉતરીને પૂરી દુન્યામાં રહમતો–બરકતો વહેંચાય છે.

આ સફર ખાલિસ એક ઈબાદત માટે છે, અને આ ઈબાદત એક લાંબી ઈબાદત છે, જે સામાન્ય રીતે પોતાના દેશથી દૂર બીજા દેશ **(સઊદિય્યહ)**ની એક લાંબી સફર કરીને અદા કરવાની છે, જુદી જુદી જગાઓએ તેના ફર્ઝો, વાજિબો અદા કરવાના છે અને તે જુદા જુદા વખતોમાં અદા કરવાના છે, એક મોટા માનવ સમૂહની સાથે રહીને અદા

કરવાના છે, પોતાના વતનથી દૂર, સફરની હાલતમાં એક લાંબી ઈબાદત અદા કરવાની છે અને સામાન્ય રીતે પોતાના સ્થળ ઉપર રહીને, અદા કરવામાં આવતી દૈનિક, સાપ્તાહિક અને વાર્ષિક ઈબાદતો કરતાં, હજ–ઉમરહના મોટા ભાગના આ'માલ જુદા પ્રકારના છે, આવા કારણોને લઈ હજ્જ–ઉમરહની ઈબાદત સહીહ અને સુન્નત તરીકા મુજબ અદા કરવી, બીજી ઈબાદતો કરતાં વધુ મુશ્કેલ છે, માટે તેના મસાઈલ માટે દુન્યાની ઘણી ભાષાઓમાં કિતાબો લખવામાં આવી છે.

**હઝરત મવલાના ઇકબાલ અલી ખાનપૂરી 'ફલાહી' સાહેબ** (નાઝિમ : જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર) મ. આ. એ પણ એક અલગ શૈલીમાં ખરેખર હજ્જ–ઉમરહ સફરના એક સાચા હમરાહીના રૂપમાં, બલ્કે એક હાજીનું આ પવિત્ર સફરનું સફરનામુ, કેવા આ'માલ, કેવી ભાવનાઓ સાથે તૈયાર થવું જોઈએ,મુહતરમ મવલાનાએ જાણે તે માટેનું એક આગોતરૂ સફરનામું તૈયાર ફરમાવી દીધું છે, હાજી – હજીયાણી પોતાના ઘરેથી રવાના થતાં પહેલાં વાંચવાનું શરૂ કરે અને વાંચતા વાંચતા સફર કરે અને તે મુજબ અમલ કરી આ મુબારક સફર આગળ વધારતા જાય અને પોતાના સહીહ અને મસ્નૂન આ'માલથી એક સુંદર સફરનામું તૈયાર કરે.

મુહતરમ મવલાના સાહેબે ઘણી વિશ્વાસ પાત્ર કિતાબોનો અભ્યાસ કરી આ કિતાબ તૈયાર ફરમાવી છે, તેમાં લખવામાં આવેલ મસાઈલ અહકરે ઝીણવટભરી નજરે વાંચ્યા છે, જે સહીહ અને દુરૂસ્ત છે.

અલ્લાહ તઆલા, મુહતરમ **મવલાના ઇકબાલ અલી ખાનપૂરી 'ફલાહી' સાહેબ** (મ.આ.)ની આ એક લાંબી કલમી સેવાને કબૂલ ફરમાવે અને લોકો માટે ઉપયોગી અને લાભદાયી બનાવે અને જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસરના પ્રકાશન વિભાગની સેવાઓને કબૂલ ફરમાવે. આમીન

અહકર

**ઈસ્માઈલ હાજી ઈબ્રાહીમ ભડકોદ્રવી, ગુફિર લહૂ**
ખાદિમે હદીસ, જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર
ખાદિમે ઈફતાઅ, દારૂલ ઉલૂમ ભરૂચ, કંથારીઆ
૯, શાબાન ૧૪૨૧ મુતાબિક ૬/૧૧/૨૦૦૦

બિસ્મિલ્લાહિર્ રહમાનિર્ રહીમ

જામિઅહ ઈસ્લામિય્યહ ડાભેલના સદર મુફતી

**હઝરત મવલાના મુફતી અહમદ ખાનપૂરી સા. દા.બ.નો**

# અભિપ્રાય

હજ્જ– ઉમરહ એક આશિકાના (પ્રેમપૂર્ણ) ઈબાદત છે, માટે તેના આ'માલ પ્રેમાનુરાગની અનેરી અને અલબેલી અદાઓથી ભરપૂર છે, તેના આ'માલમાં તવાફ, સઈ, રમી, અને વુકૂફ એવા આ'માલ છે, જે તેની મખ્સૂસ જગ્યાઓ સિવાય દુન્યાના બીજા કોઈ સ્થળે અદા થઈ શકતા નથી અને આ અનુરાગી કાર્યો એક વિશિષ્ટ અને નિશ્ચિત રીત–ભાતથી અદા કરવાના હોય છે – આ પ્રેમપૂર્ણ કાર્યો અને તેની અનેરી રીતભાતથી જાણકારી, એ જ હજ્જ – ઉમરહના મસાઈલની જાણકારી છે.

મુહતરમ **મવલાના ઇકબાલ અલી 'ફલાહી' ખાનપૂરી સાહેબ,** (ઝી.મ.– નાઝિમેઆલા જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર)એ કેટલીય મોઅતબર કિતાબોના અભ્યાસ પછી આ આશિકાના ઈબાદતની સહીહ અને મસ્નૂન રીત–ભાત આ કિતાબમાં જમા ફરમાવી છે, જેનો અભ્યાસ દરેક હાજી– હજયાણી માટે આ અનોખી ઈબાદતને સહીહ અને સુન્નત તરીકાથી અદા કરવા માટે સહાયરૂપ અને ઉપયોગી થશે.

અલ્લાહ તઆલા મુહતરમ મવલાના સાહેબની આ કલમી ખિદમતને કબૂલ ફરમાવી, **જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર**ના પ્રકાશન વિભાગની આવી અનમોલ ખિદમતોને કબૂલિય્યતથી નવાઝી, આ વિભાગને ખૂબ પ્રગતિ અતા ફરમાવે અને હજ્જ–ઉમરહ કરનાર ભાઈ–બહેનોને આ કિતાબને વાંચવાની અને તે મુજબ અમલ કરવાની તૌફીક અતા ફરમાવે. આમીન !

અહકર

(હઝરત મવલાના મુફતી) **અહમદ ખાનપૂરી (સાહબ) ગુફિર લહૂ**

જામિઅહ ઈસ્લામિય્યહ, ડાભેલ

જિ. નવસારી (ગુજરાત, ઈન્ડિયા)

બિસ્મિહી તઆલા

# સંપાદકનું નિવેદન

**નહ્મદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ. અમ્મા બાદ :**

ઈસ્લામ ધર્મનાં પાંચ અરકાનો પૈકી આખિરી (અંતિમ) અને તકમીલી (સમાપ્તિકર્તા) રૂકન, હજ્જે બયતુલ્લાહ છે.

**હજ્જ શું છે ?** એક નિર્ધારિત અને નિશ્ચિત સમયે અલ્લાહના દીવાનાઓ (આશિકો)ની જેમ, તેના દરબારમાં હાજર થવું અને ખુદાના આજ્ઞાપાલનમાં ચિરસ્મરણીય દાખલો બેસાડનાર માતા–પિતા–પુત્રની વીરલ ઐતિહાસિક ત્રિપુટી **હઝરત ઈબ્રાહીમ, હઝરત હાજરહ, હઝરત ઈસ્માઈલ** અલયહિમુસ્સલામની અદાઓ અને આ'માલની નકલ કરીને, એમની પ્રણાલી, પ્રથા અને રીતિ–નીતિ ને વળગી રહેવું, તેમની કુર્બાનીઓ અને વફાદારીઓ પ્રતિ, આત્મીયતાનો સંબંધ કેળવી રાખી, ઈબ્રાહીમી જઝબાત (હૃદયભાવનાઓ) અને હાલાત તથા કૈફિયાત (ઉત્સાહ – લાગણીઓ)ને સ્વજાતમાં પૈદા કરવા, અને તેમના રંગમાં પોતાનાં તન બદનને રંગવાની યથાશકિત કોશિષ કરવી.

વધુ વિગતે કહી શકાય કે, અલ્લાહ તઆલાની એક શાન તો આ છે, કે તે જૂલ જલાલિ વલ્ ઈકરામ (સર્વ શકિતમાન) અહ્‌કમુલ હાકિમીન (હાકિમોનો હાકિમ) અને શહેનશાહે કુલ (સૌનો માલિક) છે અને આપણે તેમના કમઝોર, આજિઝ અને મુહતાજ બંદાઓ છીએ અને તેમની બીજી શા'ન આ છે, કે તેમની જાતેઆલી તેવી બધી જ સિફાતે જમાલ (સુંદરતા – સુરૂપતાનાં વિશેષણો)થી પરિપૂર્ણ છે જેના લઈ એક માનવીને કોઈનાથી મુહબ્બત થાય છે અને આ રીતે તે અને ફકત તે જ મેહબૂબે હકીકી અને મઅ્શૂકે અસલી છે. અલ્લાહ તઆલાની પેહલી હાકિમાના અને શાહાના શા'નનો તકાદો આ છે કે બંદો તેના સામે અદબ અને આજિઝીની તસ્વીર (પ્રતિમા) બની હાજર થાય.

અરકાને ઈસ્લામીમાં, પહેલો અમલી રૂકન, **"નમાઝ"** એનો જ

નમૂનો છે, કારણ, તેમાં આવી જ બંદગીનો રંગ ગાલિબ છે. અરે ! શરીરના સર્વશ્રેષ્ઠ અંગ મસ્તકને પણ તેનાં આદેશાનુસાર તેની સામે નમાવી દેવામાં આવે છે.

વળી **"ઝકાત"** પણ સમર્પણની આવી જ નિસ્બતની બીજી બાજુને વ્યકત કરે છે. તેની બીજી શા'ને મહબૂબિયતનો તકાદો આ છે કે, બંદાઓનો સંબંધ તેની સાથે મુહબ્બત, ઈશ્ક અને અકીદતનો હોય !

**"રોઝા"** માં મહદ અંશે આ રંગ દેખાઈ આવે છે. ખાવું પીવું છોડી આપવું, નફસાની ખ્વાહિશાતને દબાવી દેવું, જિસ્માની તકાદાઓને ત્યજી દઈ, તેનાથી દૂર રહેવું, ઈશ્કો મુહબ્બતની વિવિધ શ્રેણીઓમાંની એક શ્રેણી, તેનો એક પ્રકાર અને તેની સીડીનું પહેલું પગથિયું ગણાય !

પણ, **"હજ્જે બયતુલ્લાહ"** ઈશ્કો મુહબ્બતનું પૂર્ણ રૂપ, અને આશિકી તથા દીવાનગીની સંપૂર્ણ તસ્વીર (આકૃતિ) છે. જેમાં ત્યાગ, બલિદાનની સાચી ઝલક, સ્પષ્ટ જોવા મળે છે. સીવેલા કપડાંને બદલે કફન રૂપી બે ચાદરો ઓઢી લેવી, ખુલ્લા માથે ફરવું, બદનનાં વાળ તથા નખોની સંભાળ છોડી દેવી, વાળમાં કાંસકાનો ઉપયોગ ન કરવો, તેલ ન લગાવવું, ખૂશ્બૂ નો વપરાશ છોડી દેવો, બદનની સફાઈ પ્રતિ ધ્યાન કેન્દ્રિત ન કરવું, હરઘડી ઊંચા સાદે **લબ્બય્ક - લબ્બયક્** ની રટ લગાવવી, **બયતુલ્લાહ** ફરતે ચકકરો મારવા, તેના એક ખૂણે લાગેલા પથ્થરને ચુંબન કરવું, તેના દરવાજા અને દીવારોને વળગીને રડવું, **સફા - મરવહ** ના ફેરા મારવા, **મક્કહ મુકર્રમહ** થી નીકળીને કદિક **મિના**, કદિક **અરફાત**, તો કદિક **મુજદલિફહ**નાં પહાડોમાં પડાવ નાંખવો, વળી **જમરાત**ને કાંકરા મારવા, આ આ'માલ, તથા આવા બીજા અનેક કામો તેવા કામો છે, જે મુહબ્બતનાં દીવાનાઓ, અને સાચા આશિકોનાં હાથે થતાં રહયાં છે – રહે છે.

**હઝરત ઈબ્રાહીમ** (અલ.) આશિકીની આવી રીત–ભાતના સ્થાપક હતા. અલ્લાહ તઆલાને એમની આ અદાઓ, એટલી ગમી ગઈ, કે તેને જ પોતાનાં દરબારની, અગત્યની હાજરી (હજ્જ–ઉમરહ)નાં અરકાનો નો દરજો આપી, રહેતી દુન્યા સુધી, તેમની તે પ્યારી અદાઓને, જીવંત સ્વરૂપ અર્પી દીધું. **ઈબ્રાહીમી વફાદારી રૂપે સર્જાયેલા ચોક્કસ**

**બનાવોના પુનરાવર્તનનું, અર્થાત્ નકલનું બીજુ નામ હજ્જ છે.** અને તેને જ ઈસ્લામનો અંતિમ અને તકમીલી રૂકન ગણવામાં – બનાવવામાં આવ્યો છે.

હજ્જની ફર્ઝિયતનો હુકમ, માન્ય રિવાયત મુજબ, સન હિજરી ૯માં આવ્યો, અને સન હિજરી ૧૦માં, એટલે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની વફાતનાં ફકત ત્રણ મહિના પહેલાં, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ , સહાબએ કિરામ (રદિ.)ની એક મોટી જમા'ત સાથે હજ્જ અદા ફરમાવી, જે ઈતિહાસનાં પાને ''હજ્જતુલ વદાઅ્''નાં નામથી પ્રખ્યાત છે. આ જ હજ્જતુલ વદાઅ્માં, અરફાતનાં મૈદાનમાં, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઉપર :

اَلْيَوْمَ اَكْمَلْتُ لَكُمْ دِيْنَكُمْ وَاَتْمَمْتُ عَلَيْكُمْ نِعْمَتِيْ

وَرَضِيْتُ لَكُمُ الْاِسْلَامَ دِيْنًا . (سورۂ مائدہ آیت ۳)

''આજે મેં તમારા માટે, તમારા દીનને, મુકમ્મલ (પરિપૂર્ણ) કર્યો, અને તમારા ઉપર મારી નેઅ્મતોને સંપૂર્ણ કરી, અને તમારા માટે ઈસ્લામ ધર્મથી રાઝી થઈ ગયો.''ની આયત ઉતારવામાં આવી, જેમાં ઉપરોકત વાતનો લતીફ ઈશારો આપવામાં આવ્યો કે હજ્જે બયતુલ્લાહ,ઈસ્લામનો અંતિમ આદેશ છે.

જે કોઈ માણસને સહીહ અને નિસ્વાર્થ હજ્જ કરવાનો મોકો મળી જાય, તો શરીઅતની પરિભાષામાં તેને હજ્જે મબરૂર કહેવામાં આવે છે. આવી **ઇબ્રાહીમી** અને **મુહમ્મદી** નિસ્બત સાથે, હજ્જનો કોઈ ભાગ, કોઈક અંશ, જેને પણ મળી જાય, તેનું ભાગ્ય ખૂલી ગયું કહેવાય, કહો કે, તેને એવી નેઅ્મત મળી ગઈ, અથવા તેના હાથમાં દીન – દુન્યાની એવી ભલાઈ આવી ગઈ, જેનાંથી વધૂ ભાગ્યશાળી કહેવા – ગણવા લાયક, આ ધરતી ઉપર બીજી કોઈ વ્યકિત નથી. આવી મહાનતમ નેઅ્મતની મહાનતા, અને ફઝીલત જરા ઝુબાને નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી તો સાંભળો! આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) હજ્જે બયતુલ્લાહની મહાનતા આ રીતે વર્ણવે છે :

☆ જે માણસે હજ્જ કર્યો, અને હજ્જ દરમિયાન કોઈ નફસાની ખ્વાહિશ કે બુરાઈમાં ન સંડોવાયો, અને અલ્લાહ તઆલાની ના ફરમાની ન કરી, તો ગુનાહોથી પાક સાફ થઈને, પોતાનાં ઘરે એવો પરત આવશે, જેવો તે દિવસે હતો, જયારે એની માંએ એને જણ્યો હતો. (બુખારી–મુસ્લિમ )

☆ એક ઉમરહ, બીજા ઉમરહ સુધીના, વચ્ચેના ગુનાહોનો કફ્ફારો થઈ જાય છે, અને હજ્જે મબરૂર (નિસ્વાર્થ)નો બદલો તો જન્નત જ છે. (એટલે તે હિસાબ કિતાબ વગર જન્નતમાં પહોંચવાનું માધ્યમ બની રહેશે. ઈન્શા અલ્લાહ) (બુખારી–મુસ્લિમ શરીફ)

☆ હજ્જ–ઉમરહ કરતા રહો, તે બંને ગરીબી – મોહતાજી અને ગુનાહોને એવા દૂર કરી દે છે, જેમ લુહાર અને સોનીની ભટ્ટીઓ લોખંડ – સોનાના કાટને દૂર કરી નાંખે છે અને હજ્જે મબરૂરનો બદલો તો જન્નત જ છે. (તિરમિઝી – નસઈ શરીફ)

☆ હજ્જ અને ઉમરહ કરનારાઓ અલ્લાહના મેહમાન છે. તેઓ જે પણ દુઆ માંગે છે, અલ્લાહ તેમની દુઆઓને કબૂલ ફરમાવે છે. અને જો તેઓ મગફિરત માંગે છે, તો અલ્લાહ તઆલા તેમના ગુનાહોને માફ કરી આપે છે. (ઈબ્ને માજહ શરીફ)

☆ જે માણસ હજ્જ – ઉમરહ અથવા જિહાદમાં નીકળ્યો, અને રસ્તામાં જ ઈન્તિકાલ થઈ ગયો, તો અલ્લાહ તઆલા તેના માટે તે જ સવાબ લખી દે છે, જે હજ્જ – ઉમરહ અને જિહાદ કરનારાઓ માટે નિર્ધારિત કરેલ છે. (બયહકી)

☆ જયારે તારી મુલાકાત કોઈ એવા હાજી સાહેબ થી થાય, જે હમણા જ હજ્જથી આવી રહયો છે, તો તેને સલામ કર, મુસાફહો કર, અને તેની પાસે તારા ગુનાહોની મગફિરત માટે દુઆ કરાવ, કારણ કે, તેના ગુનાહોની મા'ફીનો ફૈંસલો થઈ ચુકયો છે. (એટલે તારા હકકમાં પણ, તેની દુઆ કબૂલ થવાની સંપૂર્ણ વકી છે.) (મુસ્નદે અહમદ)

☆ જેણે હજ્જ કરી, અને મારી વફાત પછી, મારી કબ્રની ઝિયારત કરી, તો તેની ગણના (ઝિયારતની સઆદત હાસિલ કરવામાં) એવા માણસોમાં થશે, જેમણે મારી ઝિંદગીમાં મારી ઝિયારત કરી છે. (બયહકી –

તબરાની)

આટલી મહાન ઈબાદતના સંપૂર્ણ ફાયદાઓ હાસિલ કરવા, તથા તેનાં દીની – દુન્યવી લાભોથી લાભાન્વિત થવાની, ખરી રીત તે જ હોઈ શકે, જે શરીઅતે કુર્આન – હદીષની રોશનીમાં, આપણને બતાવી છે. શરીઅતે નકકી કરેલા નીતિ– નિયમો, અને ધારા ધોરણોથી, એક ઈંચ કે, એક ડગ પણ હટવાથી, કે આઘા–પાછા થવાથી, તેની બરકતો, અને રહમતોથી માણસ માઈલો દૂર થઈ જાય છે. એટલું જ નહિ,! શરીઅતના પ્રત્યેક હુકમને અમલી સ્વરૂપ આપતાં પહેલાં, તે બાબતે અપાયેલ શરઈ માર્ગદર્શન મેળવી લેવું અતિ આવશ્યક બની રહે છે. દા.ત. શાદી પહેલાં નિકાહ, તલાક અને સામાજિક બાબતો ને લગતા, શરઈ હુકમોને જાણી લેવા, વેપાર શરૂ કરતાં પહેલાં વેપાર – રોજગાર સંબંધી શરઈ હુદૂદ, અને અહકામનું હાસિલ કરવું અત્યંત જરૂરી છે. જો આવું નહિ કરવામાં આવે અને શરઈ ઈલ્મ હાસિલ કર્યા વગર, શરૂ કરવામાં આવેલ અમલમાં, શરીઅતનાં હુકમોનું સ્હેજ પણ ઉલ્લંઘન થશે, તો તે અમલ સવાબના બદલે ગુનાહ, અને ભલાઈના બદલે બુરાઈનું નિમિત્ત બની રહેશે. એટલે જ તો જે તે બાબતોનું શરઈ જ્ઞાન મેળવવું શરીઅતે ઈસ્લામિય્યહમાં ફર્ઝ ઠેરવાયું છે.

હજ્જે બયતુલ્લાહની અદાયગી માટે જતા હાજી લોકો કે જેઓ પોતાનો માલ, જાન, અને સમય જેવી કીમતી વસ્તુઓ લગાવી, એક મુબારક અમલ કરવા નીકળે છે, તેમનો આવો ઉચ્ચતમ્ અમલ, અને જાની – માલી ઈબાદત, સાચા અર્થે અદા થઈ જાય, તેમનો માલ – જાન – સમય ખરા રસ્તે લાગી જાય, અને વધૂ પડતા કેસોમાં, જીવનમાં એક જ વાર મળતો, આવો સોનેરી મૌકો, વેડફાઈ ના જાય, અને શરઈ વ્યાખ્યામાં, હાજી બની દરેકની હજ્જ, તેમના વીતી ગયેલ જીવનનો કફ્ફારો, અને શેષ જીવનમાં, દીનદારી પયદા થવાનું માધ્યમ બને, તેવા નેક અને ઉત્તમોત્તમ આશયે ઉલમાએ કિરામે પોતપોતાના સમયગાળામાં લોકોની જરૂરીયાત – મસાઈલ અને વખતની માંગાનુસાર કિતાબો લખી, અને જે તે વખતમાં તે કિતાબોથી ઉમ્મતે મુસ્લિમહએ ફાયદો ઉઠાવ્યો અને અલ્લાહનાં અસંખ્ય બંદાઓએ તેની રોશનીમાં હજ્જે મબરૂર અદા ફરમાવી. પરંતુ, અમુક

બાબતોમાં ત્યારે અને અત્યારેનો, સ્પષ્ટ ફરક દેખાઈ આવે છે અને બદલાતા સમયનાં નવા હાલાતે નવીન માર્ગદર્શનની જરૂરત ઉભી કરી દીધી છે. નીચેનાં તુલ્નાત્મક ઉદાહરણ દ્વારા **"ત્યારે અને અત્યારે"**નો ફરક સારી રીતે સમજી શકાશે.

| ત્યારે | અત્યારે |
|---|---|
| સ્ટિમરોની લાંબી મુસાફરી હતી. | હવાઈ માર્ગેમાત્ર ચાર કલાકમાં જિદ્દહ પહોંચી જવાય છે. |
| દરિયામાં મીકાતથી એહરામ બાંધતા હતા. | "અહમદાબાદ", કે "મુંબઈ" વગેરે એરપોર્ટથી જ બાંધી લેવામાં આવે છે. |
| ઝમઝમનું પાણી ત્યાંના રહીશો કંઈક મહેનતાણું લઈ પાતા હતા, વાસણો ખખડાવતા હતા, જેથી પાણી વેચવા તથા મસ્જિદની બે અદબીની ચર્ચા ઉભી થઈ હતી. | જયાં હાથ લંબાવો ત્યાં "કુર્આન શરીફ" અને "ઝમઝમ" સરળતાથી હાથમાં આવી જાય છે. જેનાથી જાહિરી – બાતિની (આંતર – બાહય) તરસ છિપાઈ છે. |
| મકકહ મુકર્રમહથી મદીનહ મુનવ્વરહ ઊંટો દ્વારા લાંબો અને ભારે કષ્ટદાયક સફર કરવો પડતો હતો. | મકકહ મુકર્રમહમાં રાત્રે ઈશા પછી ગાડીમાં સવાર થઈ આરામથી મદીનહ મુનવ્વરહમાં જમા'ત સાથે ફજર પઢી શકાય છે. |
| મીકાત ઉપર ગુસલ વગેરેનાં પાણીની વ્યવસ્થા પોતે કરવી પડતી હતી. | મીકાત ઉપર શા'નદાર મસ્જિદો તથા ગુસલખાના, અને બજારો બનેલા છે. |
| મહીનાઓ સુધી ત્યાં થોભવાનો અને મરજી મુજબ ઈબાદત કરવાનો મોકો મળતો હતો. | આશરે ૪૦ દિવસમાં સફર સંપૂર્ણ થઈ જાય છે. |
| ભીડ – ટ્રાફિકની અડચણો બિલ્કુલ ના હતી, જેથી પ્રત્યેક અમલ સમયાનુસાર કરવો ખૂબ આસાન હતો. | ભીડ – ટ્રાફિકની અડચણોનાં લઈ એકદમ સાવચેત રહેવામાં ન આવે તો વિશેષ રૂપે, વુકૂફે મુઝદલિફહ અને તવાફે ઝિયારત છૂટી જવાનો ભય રહે છે. |

| | |
|---|---|
| શયતાનને કાંકરી મારવામાં આસાની હતી. | ખાસ ભીડનો અમલ અને કમઝોરો, બીમારો, ઘરડાઓ, સ્ત્રીઓ માટે એહતિયાતનો સમય. |
| ૧૦મી જિલ્હજ્જનાં આ'માલની તરતીબમાં આસાની. | ૧૦મી જિલ્હજ્જનાં આ'માલની તરતીબમાં ગરબડ ઉભી થવાનો ભય. |
| મુઅલ્લિમની સંપૂર્ણ દોરવણી અને માર્ગદર્શન હેઠળ હજ્જ. | મુઅલ્લિમનાં દર્શન દુર્લભ. પોતે જ પોતાના મુઅલ્લિમ. |

ઉપરોકત વર્ણવેલ અનેકાઅનેક બાબતો, અડચણો, અને જરૂરતોનાં લઈ હાજીઓ માટે, નવીન માર્ગદર્શનની જરૂરત જણાતી હતી. ૨૫ – ૫૦ વરસ પહેલાં લખાયેલ કિતાબો તે વખતના ચોકકસ હાલાત અને મસાઈલને સામે રાખી લખવામાં આવી હતી, તેમાંથી વધુ પડતા મસાઈલ હવે પેશ આવતા જ નથી, યા તેની જગાએ નવા મસાઈલ પૈદા થઈ ગયા છે. વળી અમુક કિતાબોમાં દરેકે દરેક અમલ તથા વિષયનાં એટલા બધા જરૂરી – બિન જરૂરી મસાઈલ લંબાણપુર્વક વર્ણવવામાં આવ્યા છે, કે સામાન્ય દીની જ્ઞાન ધરાવતાં માણસ માટે તેને સમજવાની મથામણમાં હજ્જની સીધી સાદી તરકીબ શીખવા – સમજવાનું અસલ કામ જ કપરૂં થઈ જાય છે.

અહકરે અલ્લાહના ખુસૂસી ફઝલો કરમ અને વિશેષ નવાઝિશોના સહારે ચાલુ સાલે હજ્જનું ફોર્મ ભર્યું, તો મારા વતન **"ખાનપૂરદેહ"**ના મારા ગ્રુપના બીજા ૯ સાથીઓએ અને અન્ય મિત્રોએ હજ્જની તરકીબ જાણવા – સમજવાની ઉત્સુકતા દર્શાવી, અને વારંવાર ઉઘરાણી પણ કરી. મેં ખૂબજ ટુંકમાં હજ્જની તરતીબ અને અત્યંત જરૂરી એવા મસાઈલ સંપાદિત કરવાનો નિર્ણય કર્યો અને તે માટે જરૂરી એવી હજ્જ સંબંધી કિતાબોનું અધ્યયન કર્યું. મારા અછડતા અભ્યાસ દરમિયાન, મને ઉપરોકત આલેખાયેલ બાબતોનો એહસાસ થયો અને તેના લઈ, મેં એક એવી કિતાબનું સંપાદન કરવાનો દ્રઢ સંકલ્પ કર્યો, કે જેમાં હાજીને તેનાં ઘરેથી નીકળી ઘેર પરત આવતા સુધીની સીધી સાદી તરતીબ, જરૂરી અને

આવશ્યક મસાઈલ લખી દેવામાં આવે અને તરતીબમાં એ વાતની ખાસ રિઆયત કરવામાં આવે, કે જાણે એક મુઅલ્લિમ અથવા આલિમ, તેમની આંગળી પકડીને હજ્જે બયતુલ્લાહ માટે લઈ જાય છે. જગાએ જગાએ જરૂરી એવી સમજ આપે છે, ગેર સમજો ને દૂર કરે છે. ખતરાઓથી વાકિફ કરે છે, નુકસાનની બાબતો સમજાવે છે અને સમય – સ્થળ તથા અમલની ફઝીલત – નઝાકત અને અહમિયતની સંભાળ સાથે તેને ટોકતો રહે છે અને એ વાતનું વિશેષરૂપે ધ્યાન અપાવે છે, કે કોઈ પણ રીતે, કોઈ પણ ભોગે, તેની હજ્જ, કીમતી સમય, અને માલ વેડફાઈ ન જાય અને હજ્જની ખરી બરકતો અને નૂરાનિય્યત પ્રાપ્ત કરવામાં લેશ માત્ર ઊણો ન ઉતરે. આવી બધી બાબતોને ધ્યાનમાં રાખી કિતાબનું સંપાદન કરવામાં આવ્યું અને એટલે જ કિતાબનું નામ **"હજ્જ અને ઉમરહ : 'ફલાહી'ના હમરાહ"** નકકી કરવામાં આવ્યું. મકસદ એટલો જ છે, કે અલ્લાહના બંદાઓ, આ અહમ ફર્ઝ અને રૂકને ઈસ્લામીની સાચી અહમિય્યત પારખી – સમજીને તેની અદાયગીનો હક અદા કરે. અને તેમની હજ્જ અલ્લાહનાં દરબારમાં મકબૂલ – મબરૂર સાબિત થાય.

**હાજીઓની જરૂરતને દયાનમાં રાખી કિતાબમાં જરૂરી અરબી ભાષાનાં શબ્દો, વાતચીત તથા ચીઝ વસ્તુઓનાં નામો વધારવામાં આવ્યા છે**, જેથી અરબ દેશમાં પડતી ભાષાકીય તકલીફોનું નિવારણ શકય બને. વળી મદીનહ મુનવ્વરહમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નાં હક્કોની અદાયગીના પ્રયાસ માટે, કિતાબના અંતે **ચાળીસ દુરૂદ શરીફ**નો વધારો કરવામાં આવ્યો છે, જેથી મદીનહ મુનવ્વરહ ની હાજરીમાં તેનો વિર્દ કરી શકાય અને સાથે સાથે ચાળીસ હદીષોને યાદ કરવાની ફઝીલત પણ પ્રાપ્ત થઈ જાય. ટાઈટલ પેજ નંબર ૨,૩ ઉપર **અસ્માઉલ હુસ્નહ** (અલ્લાહ તઆલા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના બરકતવંત નામો) આપવામાં આવ્યા છે,જેનો વિર્દ પણ અતિ મુબારક અને દુઆઓને કબૂલિય્યતની આરે લાવી દે છે. કિતાબના સંપાદનનો મૂળ, મુખ્ય અને એક માત્ર આશય, આમ મુસલમાનોને હજ્જ સંબંધી સરળ માહિતી પૂરી પાડી, તેમની હજ્જની સંભાળ

લેવાનો છે, શકય છે આ કિતાબ કોઈકની મબરૂર – મકબૂલ હજનું નિમિત્ત બની જાય અને તે **અહકર તથા અહકરનાં મર્હૂમીન માટે આખિરતનું ભાથું સાબિત થાય અને નજાત તથા મગફિરતનો સબબ બની જાય. આમીન !**

## આ કિતાબથી પૂરેપૂરો ફાયદો ઉઠાવવાની રીત :

અહકરની આ કિતાબથી, ઈત્મીનાનબખ્શ ફાયદો ઉઠાવવાની રીત આ છે કે હજ્જથી બે ત્રણ મહિના પહેલાં આનું વાંચન શરૂ કરવામાં આવે અને વાંચનની રીત આ છે કે, સૌ પ્રથમ ઓછામાં ઓછા, એક વખતે, આ કિતાબ તઅ્લીમની શકલમાં પૂરી કરવામાં આવે, એ રીતે કે, પોતાના ગૃપના માણસો દરરોજ એક ટાઈમ નકકી કરી, તે ટાઈમે અને તે જગાએ ભેગા થાય અને એક માણસ ઓછામાં ઓછો અર્ધો કલાક આ કિતાબની તઅલીમ કરે.અને આ રીતે તઅ્લીમમાં કમ અઝ કમ, એક વખત પૂરી કરવામાં આવે. તઅ્લીમ દરમિયાન મુજાકરો (સાંભળેલ વાતો એકબીજાને સમજાવવી – સંભળાવવી) પણ કરતા રહે, જેથી તે વાતો સારી રીતે યાદ થઈ જાય, ત્યાર પછી હજ્જમાં જનાર દરેક માણસ આ કિતાબને પોતાની પાસે રાખે અને દરરોજ ઓછામાં ઓછો એક કલાક એનું વાંચન કરે અને વારંવાર આ કિતાબને પઢતો રહે. અને હજ્જના સફરમાં ખાસ પોતાની સાથે રાખે, તો ઈન્શાઅલ્લાહ, આ કિતાબથી ખાતિરખ્વાહ ફાયદો થશે.

આપને પોતાના સફરમાં એ વાતનો જરૂર એહસાસ થશે કે કોઈ માણસ આપનો હાથ પકડીને, આપને ઉમરહ તથા હજ્જના અરકાન અદા કરાવી રહયો છે જેમ જેમ, આપની સફર આગળ વધશે, તેમ તેમ, કિતાબનો મઝમૂન પણ આગળ વધતો રહેશે, અને આગળ તમારે શું કરવાનું છે ? એ કિતાબમાં જોઈને પહેલેથી જ તમો યાદ કરી શકશો.

અલ્લાહ તઆલા દરેક હાજીને પહેલેથી આ પ્રમાણે હજ્જ તથા ઉમરહની તૈયારી કરવાની તૌફીક ઈનાયત ફરમાવે. અને હજ્જ તથા ઉમરહના અરકાનો સારી અને સહીહ રીતે અદા કરાવી તેને કબૂલિય્યતનું બહુમાન અર્પણ કરે. આમીન સુમ્મ આમીન !

અરબી બોલચાલનો ભાગ પાકિસ્તાનથી પ્રકાશિત એક પુસ્તિકા **"હિદાયાત વ મઅ્મૂલાત, બરાએ આઝિમીને હજ્જ"**માંથી લેવામાં આવ્યો, ત્યાર બાદ તેમાં **હઝરત મવલાના ઈસ્માઈલ અદા સારોદી સાહેબ,દા.બ.** (ઉસ્તાઝે હદીષ : જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર)એ, ગલ્ફની પ્રચલિત ભાષાનો વધારો કરી, તે ભાગને વધૂ લાભદાયક બનાવી દીધો. હું મૌલાના મુહતરમનો અંતઃકરણ પુર્વક આભારી છું. હક તઆલા એમને જઝાએ ખૈર અતા ફરમાવે. આમીન

વાચક વર્ગથી અને વિશેષરૂપે ઉલમાએ કિરામથી, રહી ગયેલ ઉણપો પ્રતિ ધ્યાન દોરવા નમ્ર વિનંતી છે. સાથે સાથે, આ કિતાબથી લાભાન્વિત થનાર પ્રત્યેક હાજી સાહેબથી **"ફલાહી"** માટે પ્રત્યેક પળે, પવિત્ર સ્થળોએ, મકબૂલિય્યતની હર ઘડીએ, ખાસ દુઆઓની દરખ્વાસ્ત છે.

અંતે હું મારા મિત્ર અને સ્વજન એવા **હઝરત મવલાના રશીદ અહમદ ખાનપૂરી નદવી સાહેબ,દા.બ.**(ઉસ્તાઝે હદીષ : જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર)નો અંતઃ કરણથી ૠણી છું, જેમણે જામિઅહના અતિવ્યસ્ત ગણાતા એવા જુમાદલ ઉખરા–રજબના દિવસોમાંથી, કહો કે મારા માટે સમયની ચોરી કરી, સંપાદનકાર્યમાં સહભાગી થયા. અલ્લાહ તઆલા મવસૂફને પોતાની શા'નને અનુરૂપ બદલો અર્પણ ફરમાવે. આમીન!

ફકત વસ્સલામ

**મુહમ્મદ ઇકબાલ "ફલાહી" ખાનપૂરી**
(નાઝિમેઆ'લા) જામિઅહ ઉલૂમુલ કુર્આન
બાયપાસ રોડ, મુ.પો. જંબુસર જિ. ભરૂચ
(ગુજરાત – ઈન્ડિયા)
ટેલીફોન નંબર (૦૨૬૪૪) ૨૦૨૮૬/ ૨૦૭૮૬
ફેકસ નંબર " ૨૨૬૭૭

بسم الله الرحمن الرحيم

# હજ્જનું ફર્ઝ હોવું અને જરૂરી સુચનો

**અલ્લાહ તઆલાનું ફરમાન છે:**

﴿وَلِلّٰهِ عَلَى النَّاسِ حِجُّ الْبَيْتِ مَنِ اسْتَطَاعَ إِلَيْهِ سَبِيْلًا ۚ وَمَنْ كَفَرَ فَإِنَّ اللّٰهَ غَنِيٌّ عَنِ الْعٰلَمِيْنَ﴾ (سورۂ آل عمران، ۹۷)

(અલ્લાહની પ્રસન્તા માટે અલ્લાહના ઘરની હજ્જ તે લોકો માટે ફરજિયાત છે, જેઓ હજસફર માટે સક્ષમ હોય અને જો કોઈ ઈન્કાર કરશે તો (જાણી લો કે) અલ્લાહ તઆલા તમામ જગતોથી બેપરવા છે.)

﴿وَاَذِّنْ فِي النَّاسِ بِالْحَجِّ يَاْتُوْكَ رِجَالًا وَّعَلٰى كُلِّ ضَامِرٍ يَّاْتِيْنَ مِنْ كُلِّ فَجٍّ عَمِيْقٍ﴾ (سورۂ حج، ۲۷)

હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)ને હુકમ કરવામાં આવ્યો કે આપ હજ્જનું એ'લાન કરી આપો, લોકો પગપાળા અને દુબળા–પાતળા ઊંટો (જાત જાતની સવારીઓ ) ઉપર દૂર દૂરથી આવી પહોંચશે.

હુઝૂરે અકદસ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

" ઈસ્લામનો પાયો પાંચ વસ્તુઓ ઉપર નાંખવામાં આવ્યો છે : (૧) અલ્લાહના અકેમાત્ર મઅ્બૂદ હોવાની ગવાહી આપવી, (૨) નમાઝ કાયમ કરવી, (૩) ઝકાત અદા કરવી, (૪) બયતુલ્લાહની હજ્જ કરવી,(૫) રમઝાન શરીફનાં રોઝહ રાખવા.

*હજ્જ કોઈ નવીન વસ્તુ નથી, જૂના ઝમાનાથી હજ્જ થતી આવી છે. સૌથી પહેલાં હઝરત આદમ (અલયહિસ્સલામ)એ હિંદુસ્તાનથી મક્કહ મુકર્રમહ જઈને હજ્જ કરી અને તે વખતે હઝરત જિબ્રઈલ (અલયહિસ્સલામ)એ હઝરત આદમ (અલયહિસ્સલામ)ને ફરમાવ્યું કે ફરિશ્તાઓ*

*આ બયતુલ્લાહનો તવાફ સાત હઝાર વર્ષથી કરી રહયા છે.*

આખી દુન્યામાં ફકત હિંદુસ્તાન ને જ આ શર્ફ હાસિલ છે, કે સૌથી પહેલી હજ્જ હિંદુસ્તાનથી કરવામાં આવી.

*કિતાબોમાં આવે છે કે હઝરત આદમ (અલયહિસ્સલામ)એ હિંદુસ્તાનથી પગપાળા ૪૦ હજ્જ કર્યા છે.*

હઝરત આદમ (અલ.) સૌથી પહેલા માણસ છે, અને માણસોમાં સૌથી પહેલા હાજી છે. (કન્ઝુલ ઉમ્માલ હદીષ નંબર ૩૪૭૧૬)

તફસીર અને હદીષની કિતાબો અને તેની શુરૂહાત (ગાઈડો)થી આ વાત સાબિત થાય છે, કે ખાનએ કઅબહનું સૌથી પહેલું બાંધકામ હઝરત આદમ (અલ.)ના હાથોથી થયું છે. અલ્લાહ તઆલાએ તેમને હુકમ આપ્યો કે, મકકહ મુકર્રમહ જાઓ અને ત્યાં એક મકાન બનાવો, અને જેવી રીતે ફરિશ્તાઓને તવાફ કરતા જુઓ એવી રીતે તે ઘરનો તવાફ કરો.

તારીખે તબરીમાં છે કે, હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાએ હઝરત આદમ (અલ.) ઉપર હિંદુસ્તાનમાં વહી મોકલી કે, ખાનએ કઅબહની હજ્જ કરો એટલે તેઓએ હજ્જ કરી.

જરા વિચારો તો ખરા કે **''ખાનએ કા'બા''** એક મરકઝી ઈમારત છે.**''હજરે અસ્વદ''** તેની પૂર્વ દિશાએ છે,**''મુલ્તઝમ''** પણ તેની પૂર્વ દિશાએ છે,**બયતુલ્લાહનો દરવાજો** પણ તેની પૂર્વ દિશાએ છે,**''ઝમઝમ''**નો કુવો પણ તેની પૂર્વ દિશાએ છે,**''મકામે ઈબ્રાહીમ''** પણ તેની પૂર્વ દિશાએ છે, ઈમામ સાહેબનો મુસલ્લો પણ તેની પૂર્વ દિશાએ છે,**''સફા- મરવહ''** તેની પૂર્વ દિશાએ છે,

એટલુંજ નહિ, **''મકકહ મુકર્રમહ''**થી બહાર નીકળો તો : **''મિના''** પણ તેની પૂર્વ દિશાએ છે,**''મુઝદલિફહ''** પણ તેની પૂર્વ દિશાએ છે,**''અરફાત''** પણ તેની પૂર્વ દિશાએ છે,અને એક કદમ આગળ વધો તો **''હિંદુસ્તાન''** પણ તેની પૂર્વ દિશાએ છે,તો હિંદુસ્તાનીઓની કેટલી ખૂશકિસ્મતી છે કે અરફાત, મુઝદલિફહ, અને મિનાનો જે બાજુ કિબ્લહ છે, **હિંદુસ્તાનીઓનો પણ તે જ તરફ કિબ્લહ છે.**

હજ્જ સર્વે અંબિયાએ કિરામ તેમજ અલ્લાહ તઆલાના સર્વે નેક

બંદાઓનો શિઆર, પ્રથા અને પ્રણાલિકા છે. હઝરત આદમ (અલયહિસ્સલામ)થી હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સુધી કોઈ પયગમ્બર એવા નથી થયા જેમણે હજ્જ ન કરી હોય.

હજ્જ ફર્ઝે ઐન છે. ઝિંદગીમાં એક વખત તેવા તમામ લોકો ઉપર ફર્ઝ છે :

☆ જેમને અલ્લાહ તઆલાએ એટલો માલ આપ્યો હોય, કે પોતાના વતનથી મકકા શરીફ સુધી જવા–આવવા પર કાદિર હોય

☆ અને પોતાના બાલ બચ્ચાઓનો તથા જેમનો ખર્ચ તેના શિરે હોય તેવા બધા લોકોનો હજ્જમાંથી પરત આવતા સુધીનો ખર્ચ વેઠી શકતો હોય, હા, શરત એ છે કે પોતે તંદુરસ્ત હોય, અને હજ્જનો સફર કરી શકતો હોય અને

☆ રસ્તામાં અમન હોય,ખતરો ના હોય.

☆ જો ઓરત હોય તો તેણીની સાથે પતિ, અથવા મહરમનું હોવું જરૂરી છે.

જયારે હજ્જ ફર્ઝ થઈ જાય,તો શકય એટલી જલ્દી અદા કરવામાં આવે અને આવતા વર્ષ પર ઠેલવવામાં ન આવે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) રિવાયત કરે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :" જે માણસ હજ્જનો ઈરાદો રાખતો હોય તેણે હજ્જ કરવામાં જલ્દી કરવી જોઈએ." (અબૂદાવૂદ શરીફ )

હઝરત અબૂ ઉમામહ (રદિ.) ફરમાવે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

" જે માણસને કોઈ જરૂરી હાજત અથવા ઝાલિમ બાદશાહ અથવા સખ્ત બીમારીએ હજ્જથી રોકયો નહિ હોય, તે છતાં તેણે હજ્જ ના કરી અને ઈન્તિકાલ કરી ગયો, તો ચાહે તો યહૂદી થઈને મરે અથવા નસરાની થઈને મરે." (દારમી)

અલ્લાહની પનાહ ! કેટલી સખ્ત વઈદ છે. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તે લોકોને, જેમના ઉપર હજ્જ ફર્ઝ થઈ ગઈ છે અને દુન્યવી ગરજ કે સુસ્તીના કારણે, શરઈ ઉઝ્ર ન હોવા છતાં

હજ્જ નથી કરતા, તેમના માટે સૂએ ખાતિમહ (બુરીમોત)ની તંબીહ ફરમાવી રહયા છે અને મનઘડત, શયતાની બહાનાઓને કારણે હજ્જ ન કરનારાઓને યહૂદીઓ,નસરાનીઓ સાથે સરખાવ્યા છે, એટલે જાણે ફર્ઝ હજ્જ ના કરવાના કારણે તેમના જેવા જ થઈ ગયા છે.

اَللّٰهُمَّ احْفَظْنَا مِنْ سُوْءِ الْخَاتِمَةِ وَوَفِّقْنَا لِاَدَاءِ فَرَائِضِكَ كَمَا تُحِبُّ وَتَرْضٰى.

(અલ્લાહુમ્મહફઝના મિન સૂઅિલ ખાતિમતિ વ વફિફકના લિ અદાઇ ફરાઈઝિક કમા તુહિબ્બુ વ તરદા.)

" હે અલ્લાહ ! ખરાબ મોતથી અમને સુરક્ષિત રાખો અને આપની આજ્ઞાઓનું એ રીતે પાલન કરવાની તવફીક આપો, જે રીતે આપને સ્વીકાર્ય અને પસંદ હોય."

સહીહ વાત આ છે કે જયારે હજની શરતો પૂરી થઈ જાય તો બિલા તાખીર (વિના વિલંબે) હજ્જ ફર્ઝ છે. બીજા વર્ષ ઉપર છોડવું ગુનોહ છે. મર્દ માટે આ વાત નાજાઈઝ છે કે, તે હજ્જ કરવામાં એટલા માટે મોડું કરે કે પોતાની ઓરતને સાથે લઈ જવી છે અને તે માટે માલ ભેગો કરી રહયો છે.

☆ નાજાઈઝ માલથી હજ્જ કરવું હરામ છે, હજ્જ અને ઉમરહ માટે હલાલ અને પાક માલ હોવો જરૂરી છે, એટલા માટે કે અલ્લાહ તઆલા પાક માલની જ ઈબાદત કબૂલ કરે છે, હરામ અથવા શકવાળા માલથી હજ્જ અથવા ઉમરહ જાઇઝ નથી, માટે એવા માલથી હજ્જ અને ઉમરહ કરવામાં ના આવે.

(ઈઝાહુલ મનાસિક ૫૦/ ફતાવા રહીમિય્યહ ૩/૧૧૬)

☆ કોઈનાં મા–બાપ તેની ખિદમતના મુહતાજ હોય અથવા કોઈનું કર્ઝ હોય તો મા–બાપથી, અને જેનું કર્ઝ છે, તેનાથી રજા લઈ લેવી જરૂરી છે. વગર ઈજાઝતે હજ્જ કરવી મકરૂહે તહરીમી છે. હા, જો મા–બાપ ખિદમતના મુહતાજ ના હોય, તો તેમની ઈજાઝત લેવી જરૂરી નથી, પણ સારું આ છે કે તે છતાં ઈજાઝત લઈ લે.

☆ *ઓરત હજ્જ માટે જાય, તો તેણી સાથે તેણીનો ધણી કે કોઈ એવો*

*સંબંધી, જેની સાથે હંમેશના માટે નિકાહ જાઈઝ નથી, જેમકે બાપ, કાકા, ભાઈ, છોકરો, અથવા દૂધ શરીક ભાઈ તથા સસરા વગરેનું હોવું જરૂરી છે. મહરમ વગર સફર કરવું જાઈઝ નથી, જો સફર કરશે તો ગુનેહગાર થશે. ભાઈ અથવા પોતાનો છોકરો હોય તો તેમનું આકિલ બાલિગ હોવું પણ જરૂરી છે, અને જો મહરમ ના હોય, તો એવી હાલતમાં ઓરતે ઈન્તિઝાર કરવો જોઈએ, અને જયારે તેને શરીઅતના હુકમ પ્રમાણે  કોઈ સાથી મળી જાય તો પોતે હજ્જ કરે, નહિ તો પછી બીજાથી હજ્જ કરાવે અથવા વસિય્યત કરતી જાય.*

☆ ઈમામ નવવી (રહ.) લખે છે કે જે માણસ હજ્જનો ઈરાદો કરે તેણે હજ્જની રીત સારી રીતે સમજી લેવી ફર્ઝે ઐન છે, એટલા માટે કે જે માણસ ઈબાદતની રીત નથી જાણતો, તેની ઈબાદત સહીહ થશે નહિ. અને સારું આ છે કે કોઈ એવી આધારભૂત, વિશ્વાસપાત્ર અને પ્રમાણિત કિતાબ પોતાની સાથે સફરમાં રાખે, જેમાં મસ્અલાઓ, હુકમો અને હજ્જના મકસદો પૂરતા પ્રમાણમાં લખાયેલા હોય, એને રસ્તામાં પઢે અને પૂરા સફરમાં વારંવાર પઢતો રહે, જેથી મસ્અલાઓ બરાબર યાદ થઈ જાય. જો આવું નહિ કરે તો, અમને દિલમાં ઊંડે ઊંડે એવો ખટકો છે કે તે માણસ (રૂહાની ને પરિપૂર્ણ) હજ્જ વગર જ પાછો આવશે અથવા હજ્જની કોઈ શર્ત અથવા રૂકનમાં ખલલ કરશે.(મનાસિકે નવવી સફા ૩૭)

☆ હજ્જના સફરમાં એવો સાથી શોધી કાઢો જેનો મિઝાજ તમારા મિઝાજથી મેળ ખાતો હોય, અને જે ભલાઈ ચાહતો હોય, અને બુરાઈથી દૂર રહેવાવાળો હોય, ધીરજવાન અને શાંત સ્વભાવનો હોય, તમે કોઈ વસ્તુ ભૂલી જાઓ તો યાદ અપાવે, અને જો તમો ભૂલ કરો તો તેના ઉપર તમને ટોકતો રહે. કોઈ આલિમ સાથે હોય તો સૌથી બેહતર છે, કારણ કે તે આપને પોતાના ઈલ્મો અમલથી ફાઈદો પહોંચાડશે. (મનાસિકેનવવી  સ. ૩૮)

☆ જેઓ હજ્જ ફર્ઝ હોવા છતાં હજ્જ માટે નથી જતા તેઓ તો તંબીહના

કાબિલ છે જ, પણ જે લોકો હજ્જના અહકામ શીખ્યા વગર, અને આ મહાન ઈબાદતનાં જરૂરી આદાબ જાણ્યા વગર હજ્જ માટે ચાલ્યા જાય છે, તેઓ પણ તંબીહના કાબિલ છે. કેટલા અફસોસની વાત છે, કે માણસ આટલી મોટી રકમ ખર્ચ કરીને, પોતાના વતન, અહલો અયાલ અને કારોબાર છોડીને જાય, અને મસ્અલાઓથી વાકિફ ના થાય. બધા જ જાણે છે, કે શીખ્યા વગર કોઈ વસ્તુ આવડતી નથી ! પરંતુ આ કેટલી નાદાની છે, કે જે ફર્ઝ ઈબાદત ઝિંદગીમાં મોટેભાગે ફકત એકવાર નસીબ થાય છે, તેને અદા કરવા નિકળ્યા હોય, તેને પણ શીખવાનો, અને દિલમાં અલ્લાહ અને અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુહબ્બત વસાવવાનો અને ઈશ્કો મુહબ્બતનાં જઝબાત પૈદા કરવાનો જરા પણ એહતિમામ ના કરે.

☆ ઘણા અફસોસની વાત છે, કે હજ્જની ભૌતિક (જાહિરી) તૈયારીઓ તો મહિનાઓ પહેલાંથી શરૂ થઈ જાય છે, પરંતુ આ સફરની રૂહાની (આત્મિક) તૈયારી જોઈએ એટલા ઉત્સાહથી થતી નથી. હજ્જ કરવાવાળા ઉપર હજ્જના ટાઈમથી પહેલાં મસાઈલે હજ્જ શીખવા વાજિબ છે.(આજ કાલ હજ્જ માટે હુકૂમતમાં અરજી કરવી પડે છે અને અરજીઓ લેવાની તારીખો વગેરેનું એ'લાન કરવામાં આવે છે, એટલા માટે હજ્જ માટે અરજી આપવી પણ, હજ્જની તૈયારી કરવામાં શામિલ છે, અને અરજી મંજૂર થઈ જાય, એટલે હજ્જની બાકીની તૈયારીઓ શરૂ કરી દેવી જોઈએ.)

☆ હજ્જનો ઈરાદો કરવાવાળા/કરવાવાળીએ, સૌથી પહેલાં એ વાત ઉપર પૂરતું ધ્યાન દેવું જરૂરી અને લાઝમી છે, કે હજ્જ એક અઝીમુશ્શાન ઈબાદત છે, અને કોઈ પણ ઈબાદત ઈખ્લાસ વગર મકબૂલ નથી થતી, એટલા માટે ફકત અલ્લાહ તઆલાની ખૂશ્નૂદી અને તેના હુકમના પાલન ખાતર જ, હજ્જનો ઈરાદો કરવો જોઈએ.

☆ એવું કયારેય ન વિચારો કે તફરીહ થશે, નવી નવી જગાઓ જોવા મળશે, સારો સારો સામાન ખરીદીશું, અને એવું પણ દિલમાં ના

વિચારો કે મને હાજી કહેવામાં આવશે અને મારી ઈઝઝત વધી જશે.

☆ સૌ પ્રથમ પોતાનાં બધાં નાના મોટા ગુનાહોથી તૌબા કરો. તૌબાની મુસ્તહબ રીત આ છે, કે પહેલાં ગુસ્લ કરો, ગુસ્લની હિંમત ના હોય તો વુઝૂ કરો. ત્યાર પછી બે રકા'ત નમાઝ તૌબાની નિય્યતથી પઢો, નમાઝ પછી દુરૂદ શરીફ પઢો, અને ત્યાર પછી તૌબા અને ઈસ્તિગફાર કરો.

તૌબામાં ત્રણ કામો કરવા જરૂરી છેઃ

(૧) ભૂતકાળમાં કરેલા ગુનાહો પર પસ્તાવો અને કઝા તથા બદલો ચૂકવી શકાતો હોય તેવા ગુનાહો અને હકકોનો બદલો ચૂકવવો,

(૨) વર્તમાનમાં આ ગુનાહોને ત્યજી,

(૩) ભવિષ્યમાં ન કરવાનો પાકો ઈરાદો કરવો.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)થી રિવાયત છે, તેમણે બયાન કર્યું કે મેં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાંભળ્યું, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઈરશાદ ફરમાવતા હતા : ''ખુદાની કસમ ! અલ્લાહ તઆલા પોતાના મુઅ્મિન બંદાની તૌબાથી તે મુસાફર કરતાં પણ વધુ ખૂશ થાય છે, જે કોઈ ઉજજડ અને વેરાન ભૂમિ પર આવી ચઢયો હોય, જયાં જીવન સામગ્રી તો કશી હોય નહીં અને મૌત તથા વિનાશ ડગલેને પગલે જોવા મળતા હોય, તેના પાસે બસ તેની સવારી માટેની ઊંટણી હોય અને ખાવા–પીવાનો બધો સામાન તેના ઉપર લદાયેલો હોય, પછી તે થાકનો માર્યો લાંબો થઈને પડે અને તેને ઊંઘ આવી જાય, પછી જયારે તેની આંખ ખુલે તો એ જુએ કે તેના બધા સરસામાન સહિત ઊંટણી ગાયબ છે, પછી તે એની શોધમાં આમતેમ માર્યો માર્યો ફરતો હોય, એટલે સુધી કે ભૂખ અને પ્યાસથી તેની હાલત ખરાબ થઈ જાય અને તેનો જીવ જવા લાગે તો એમ વિચારે કે બેહતર છે કે હું પાછો તે જગ્યાએ જઈને પડી રહું જયાં પહેલાં સુતો હતો અને ત્યાં જ મને મૌત આવે. તે એ જગ્યાએ આવીને પોતાની કોણી પર માથું રાખીને મરવા માટે સૂઈ જાય, પછી જયારે તેની આંખ ખુલે તો જુએ કે તેની ઊંટણી ત્યાં મૌજૂદ છે. આ મુસાફરને

પોતાની ઊંટણી પાછી મળવાથી જેટલી ખૂશી થઈ શકે છે, ખુદાની કસમ ! મુઅ્મિન બંદાના તૌબા કરવાથી અલ્લાહ એથી પણ વધુ ખૂશ થાય છે.

(સહીહ બુખારી – સહીહ મુસ્લિમ)

☆ બાલિગ થયા પછી જે નમાઝો કઝા થઈ ગઈ હોય, તે નમાઝોનો અંદાઝો લગાવીને કઝા કરો, અને યાદ રાખો, કે હવે પછીથી કોઈ નમાઝ કઝા ના થવા પામે. જો ગફલતના કારણે એક નમાઝ પણ કઝા થશે, તો યાદ રાખો, કે બયતુલ્લાહમાં સો નફલ પઢશો તો પણ, તેની તલાફી (ભરપાઈ) નહિ થઈ શકે. કઝા નમાઝ પઢવા માટે કોઈ ટાઈમ નકકી નથી. મકરૂહ ટાઈમોને છોડીને જયારે પણ ફુરસદ હોય, વુઝૂ કરીને એક દિવસની ફર્ઝ અને વાજિબ (વિત્ર) મિલાવીને કુલ (૨૦) રકા'તો પઢી લો. એવી રીતે પોતાની છુટેલી બધી જ નમાઝોનો અંદાઝો લગાવી તેની કઝ કરો.

☆ માલની ઝકાત ન આપી હોય, તો હિસાબ કરી ઝકાત આપી દો. અલ્લાહના બંદાઓના જે હુકૂક આપના ઝિમ્મે હોય, જેમકે કોઈનો હક માર્યો હોય, કોઈને સતાવ્યો હોય, આ બધાથી પોતાનો મા'મલો સાફ કરો. કોઈનું કર્ઝ અથવા હક ઝિમ્મે બાકી હોય, તો અદા કરો અને ઝબાન અથવા હાથથી કોઈને તકલીફ આપી હોય, ગીબત કરી હોય, તો માફી માંગો. જેનો માલી હક ઝિમ્મે બાકી હોય અને તે મરણ પામ્યો હોય, તો તેના શરઈ વારિસોને તે હકક અદા કરો, અથવા તેમનાથી સહીહ પધ્ધતિએ માફ કરાવી લો.

☆ કોઈની અમાનત તમારી પાસે હોય અથવા કોઈની પાસે તમો કર્ઝ માંગતા હોય અથવા બીજાનું કર્ઝ તમારા શિરે હોય વગેરે વગેરે, તો વિગતવાર એક વસીય્યતનામું લખી લેવું જોઈએ, અને કોઈ દીનદાર માણસને પોતાનો કાઈમ મુકામ બનાવી આપવો જોઈએ.

☆ હવે ઘરેથી નીકળતા પહેલાં, સફર માટે નીચે બતાવ્યા પ્રમાણેનો સામાન જરૂર સાથે લઈ લો, જેથી આપને કોઈ પરેશાનીનો સામનો ના કરવો પડે અને સારી રીતે પોતાનો સફર પરિપૂર્ણ કરી શકો. તે સામાન આ પ્રમાણે છે :

## સફર માટે જરૂરી સામાનઃ

(૧)મર્દો માટે એહરામની બે ચાદરો (ચાર ચાદરો લઈ લો તો વધારે સારું) (૨)જરૂરત પ્રમાણે ચાર–પાંચ જોડ કપડાં (૩) એક જોડ સ્લીપર અને એક જોડ બૂટ (૪) મુસ્લ્લા (સફર દરમિયાન એરપોર્ટ ઉપર તેમજ રસ્તામાં અને સઊદી અરબિય્યહમાં પણ મુસલ્લાની જરૂરત પડશે, કારણ કે હજ્જ વખતે હરમ શરીફમાંથી ગાલીચા ઉઠાવી લેવામાં આવે છે, તો ત્યાં નમાઝો પઢવા તેમજ મિના, અરફાત, મુઝદલિફહ વગેરે જગાએ પણ જરૂર રહે છે.)(૫) ટોર્ચ (૬) ચાકુ (૭) સોય તથા દોરો (૮) મિસ્વાક (૯) એહરામ બાંધવાનો પટ્ટો (૧૦)આઈનો (૧૧) કાંસકી (૧૨) હજ્જની કિતાબ (જેમકે 'ફલાહી'ની આ કિતાબ) (૧૩) ખાવા માટે એક પ્લેટ તથા નાની મોટી એક એક ચમચી (૧૪) સામાન બાંધવા માટે એક દોરી (૧૫) નાખૂન તરાશ (નખિયું)(૧૬)લોટો (૧૭) જરૂરી ટેલીફોન નંબરો લખેલી એક ડાયરી (૧૮)ખાંસી, કબઝિયાત, શરદી, માથા, તાવની જરૂરી દવાઓ (૧૯)ન્હાવા માટેનો રૂમાલ (૨૦) એક રંગીન ચશ્મો (૨૧) પોતાનો સામાન આસાનીથી ઓળખી શકાય અને આપને પરેશાની ન થાય એ માટે રંગીન રીબિન અથવા કોઈ ખાસ નિશાની જરૂરથી કરી આપો.(૨૨) એક ચાદર પણ પોતાની સાથે જરૂર લઈ જશો. (૨૩) હવા ભરવાનો એક તકિયો.(૨૪) એક નાની ડોલની પણ જરૂરત રહે છે, પોતાના રૂમમાં ગુસલ કરવા તેમજ કપડાં ધોવા માટે ડોલનું હોવું અવશ્ય જરૂરી છે, જો કે સઊદિય્યહમાં પણ ડોલ પાંચ, દસ રિયાલમાં સારી મળે છે, માટે ત્યાં ગયા પછી પણ ખરીદી શકો છો.

અલ્હમ્દુલિલ્લાહ, ચાલો આ પ્રમાણે આપે બધી તૈયારી કરી લીધી, અને હવે આપ પોતાના ઘરેથી હજ્જના સફર માટે નીકળી રહયા છો, તો યાદ રાખો, ઘરેથી નીકળતી વેળા ખૂશખુશાલ નીકળો, ગમગીન અને માયૂસ મોઢે ના નીકળો, કારણ કે આ સફર ખૂશી ખૂશી જવાનો સફર છે.ઘરેથી નીકળતા પહેલાં તેમજ નીકળ્યા પછી થોડો સદકહ કરી આપો અને ઘરમાં તથા પોતાના મહોલ્લાની મસ્જિદમાં બે રકા'ત નમાઝ પઢો. પહેલી રકા'તમાં સૂરએ કાફિરૂન અને બીજી રકા'તમાં કુલ હુવલ્લાહુ અહદ...પઢો

અને સલામ પછી આયતુલ કુર્સી અને લિઈલાફિ કુરયશ... પઢો અને અલ્લાહ તઆલાથી સફરમાં મદદ તેમજ આસાની માટે દુઆ માંગો.

સગાવહાલા, દોસ્તો અને પડોશીઓ વગેરેથી માફી માંગો, દુઆની દરખાસ્ત કરો અને મુસાફહો કરો. હજ્જમાં જતી વખતે ઉપરોકત માણસોને મળીને જવું જોઈએ, અને હજ્જમાંથી પાછા આવો ત્યારે, ઉપરોકત માણસોએ આવનાર હાજી સાહેબને મળવા જવું જોઈએ.

હજ્જની સફર આખિરતની સફરનો નમૂનો છે. જયારે હાજી ઘરેથી નીકળે છે, અને દોસ્તો, સગાવહાલાઓથી રૂખ્સત થાય છે, ત્યારે જનાઝો નીકળવાનો સમય યાદ આવે છે, કે એક દિવસ આ દુન્યાથી બધા જ દોસ્તો અને સગાવ્હાલાઓને છોડીને આખિરત તરફ સફર કરવાનો છે. જયારે એહરામ બાંધે છે, તો કફનનો ટાઈમ યાદ આવે છે,મીકાતે હજ્જ, મીકાતે કયામતની મિસાલ છે. અને અરફાતના મૈદાનમાં લાખો માણસોનો ઈજતિમાઅ અને અરફાતની ગરમી, રોઝે મહશરનો નમૂનો છે. આ રીતે વિચારશો તો હજ્જના બધા જ અમલોમાં સફરે આખિરતનો નમૂનો જણાશે.

**જો તમને યાદ હોય તો ઘરેથી નીકળતી વેળા આ દુઆ પઢો.**

بِسْمِ اللّٰهِ اٰمَنْتُ بِاللّٰهِ تَوَكَّلْتُ عَلَى اللّٰهِ وَلَا حَوْلَ وَلَا قُوَّةَ

اِلَّا بِاللّٰهِ

" બિસ્મિલ્લાહી, આમન્તુ બિલ્લાહિ, તવક્કલ્તુ અલલ્લાહિ, વલા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહિ"

(હું અલ્લાહનું મુબારક નામ લઈને, એનો ઈકરાર કરું છું, કે મારું આપ ઉપર પૂરું ઈમાન અને પૂરો ભરોસો છે અને યકીની વાત છે કે આપના હુકમ સિવાય એક પત્તું પણ હલી નથી શકતું, બસ તમારા સહારે અને તમારા ભરોસે જઈ રહયો છું.)

**અને જો ઉપરોકત દુઆ યાદ ના હોય તો,**

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

(બિસ્મલ્લાહી ર્રહમાનિ ર્રહીમ) પઢો.

# સગાવહાલા અને દોસ્તોથી અલગ થતી વખતે

હાજી જયારે સગાવહાલાઓ વગેરેથી અલગ થઈ હજ્જ માટે રવાના થાય તો સગાવહાલા વગેરેએ આ દુઆ આપવી જોઈએ.

اَسْتَوْدِعُ اللّٰهَ مَانَتَكَ وَ اٰخِرَ كَ وَ
زَوَّدَكَ اللّٰهُ التَّقْوٰى لْخَيْرَ حَيْثُ نْتَ

(અસ્તવદિઉ લ્લાહ દીનક વઅમાનતક વ આખિર અમલિક વ ઝવ્વદક લ્લાહુ ત્તક્વા વ યસ્સર લકલ ખયર હયસુ કુન્ત.)

" તમારા દીન અને તમારી દીન દુન્યાની અમાનત અને તમારા કામોનું પરિણામ અલ્લાહ તઆલાને સુપુર્દ કરું છું, અલ્લાહ તમોને તકવાની દોલતથી નવાઝે અને તમારા માટે નેકીઓ આસાન ફરમાવે, જયાં પણ તમો રહો."

જયારે સવારી પર સવાર થાઓ તો પહેલાં જમણો પગ મુકો, જમણી બાજુ બેસો અને સવાર થયા પછી આ દુઆ પઢો:

سُبْحَانَ ىْ سَخَّرَ لَنَا هٰذَا وَمَا كُنَّا لَهٗ مُقْرِنِيْنَ اِلٰى
رَبِّنَا لَمُنْقَلِبُوْنَ

"સુબ્હાન લ્લઝી સખ્ખર લના હાઝા વમા કુન્ના લહૂ મુકરિનીન, વ ઈન્ના ઈલા રબ્બિના લમુન્કલિબૂન"

(તે ઝાત પાક છે, જેણે આ સવારીને અમારા કન્ટ્રોલમાં કરી આપી અને અમારા અંદર એને કંન્ટ્રોલ કરવાની તાકત ના હતી અને અમો અમારા પરવરદિગાર તરફ પાછા જવાના છે.)

☆ હવે સાવચેતી પૂર્વક સફર કરો, ચોર લોકોથી ચોકન્ના રહો. રૂપિયા–પૈસા હિફાઝતથી રાખો, બધી રકમ એક જ જગાએ ના મુકો, પોતાની ઓરત સાથે હોય તો થોડીક રકમ તેની પાસે પણ રાખો.

☆ સફરમાં પોતાની કોઈ વસ્તુ બીજાને ના ખવડાવો, એવી જ રીતે બીજાની વસ્તુ તમો ના ખાઓ, એનાથી ઘણી વખતે પરેશાનીઓ ઉભી થાય છે. પોતાના સામાનની જવાબદારી બીજાને ન સોંપો.

☆ કાફલહમાં જે માણસ દીનદાર, હોશિયાર, સમજદાર અને અનુભવ વાળો હોય તેને અમીર બનાવો અને પછી બધા જ તેની તાબે'દારી કરો.

☆ બીજા હાજીઓ, ખાસ કરીને ઘરડાઓ અને કમઝોરોની ખિદમતનો શર્ફ હાસિલ કરો અને તેઓની ખિદમત એમ સમજીને કરો કે તેઓ અલ્લાહ અને અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મહેમાન છે અને હું અલ્લાહ અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો અદના ગુલામ છું, એના કારણે મારા ઉપર એમની ખિદમત કરવી જરૂરી છે.

**અમુક બુઝુર્ગોનું કથન છે કે :**

"તાઅત અને ઈબાદતથી તો જન્નત મળે છે, અને બંદાઓની સેવા કરવાથી ખુદ મવલા (અલ્લાહ તઆલા) મળે છે."

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈર્શાદ પણ છે કે :

سَيِّدُ الْقَوْمِ فِى السَّفَرِ خَادِمُهُمْ (مشکوۃ شریف، باب آداب السفر)

એટલે કે સફરમાં કૌમનો સરદાર કૌમની ખિદમત કરવાવાળો હોય છે.

# એહરામ અને હજ્જના પ્રકારો

જયારે **"એહરામ"** બાંધવાનો ઈરાદો હોય (સમય આવે) તો પહેલાં હજામત કરાવો, નખ કાપો, ડૂંટીથી નીચેના તેમજ બગલના બાલ સાફ કરો.અમુક લોકો એહરામની હાલતમાં હોય છે અને એમની બગલના નીચેના બાલ એટલા મોટા હોય છે, કે જાણે મહિનાઓથી કપાવ્યા જ નહિ હોય. જો ડુંટીની નીચેના બાલની હાલતપણ આવી જ હોય, તો ઘણું જ બુરું કહેવાય. દર અઠવાડીયે બાલ સાફ કરી લેવા મુસ્તહબ છે, અને ૧૫ (પંદર) દિવસે તો સાફ કરી જ લેવા જોઈએ. ચાળીસ દિવસથી વધારે મુદત

સુધી બગલ તથા ડુંટી નીચેના બાલ સાફ ન કરવા મકરૂહે તહરીમી છે, માટે એહરામ પહેલા એનો ખ્યાલ રાખવો. જો ઓરત સાથે હોય તો સુહબત કરવી પણ મુસ્તહબ છે. પછી એહરામ બાંધવાની નિય્યતથી ગુસ્લ કરો, જેમાં સાબૂ વગેરે લગાવી, ખૂબ સફાઈ થઈ જાય, એ રીતે ગુસ્લ કરો, સીવેલા કપડાં કાઢી નાખો, અને એક ચાદર નીચે બાંધી લો અને બીજી ચાદર ઓઢી લો. આ બંને ચાદરો સફેદ હોય તો વધારે સારૂ, ખૂશ્બૂ લગાવી લો પણ એવી ખૂશ્બૂ ના લગાવો, જેનું જિસ્મ હોય, એટલે કે જે વસ્તુથી થી ખૂશ્બૂ બનાવવામાં આવી છે તે પદાર્થ બાકી રહે. (આનું કારણ એ બતાવવામાં આવ્યું છે, કે કદાચ કોઈ વાર આખું **એહરામ** ઉતાર્યુ, અને પછી ફરીવાર પહેર્યુ, તો જિનાયત થયેલી ગણાશે, અને દમ વાજિબ થશે.)

એહરામનો અર્થ પોતાના ઉપર કોઈ વસ્તુનું હરામ કરવું છે.એટલે કે જે વસ્તુઓ **એહરામ** પહેલાં હલાલ હતી (જેમકે સીવેલા કપડાં, ખૂશ્બૂ લગાવવી, હજામત બનાવવી) તેને પોતાના ઉપર હરામ કરવી અને આમ તોર પર તે બે ચાદરોને **એહરામ** કહેવામાં આવે છે, જેને હાજી એહરામની હાલતમાં વાપરે છે. પરંતુ યાદ રાખો તે **એહરામ** નથી, પણ એહરામની ચાદરો છે.

માશાઅલ્લાહ આપે ગુસલથી ફારિગ થઈ, **એહરામ** બાંધી લીધું, પણ હજુ સુધી આપ એહરામમાં દાખલ થયા નથી, કારણ કે એહરામની નિય્યત કરવાની બાકી છે. નિય્યત પછી જ એહરામમાં દાખલ થવાય છે.

(એ પણ યાદ રહે કે ઓરતોનું એહરામ પહેરેલા કપડાં જ છે તેમજ ઓરતોઅછ માથું ઢાંકવું જોઈએ, પણ મોં (ચહેરો) હંમેશા ખુલ્લો રાખવો જરૂરી છે, ભલે બુરકો પહેર્યો હોય.)

હવાઈ જહાઝથી જનાર હાજી લોકો **''અહમદાબાદ''** અથવા **''મુંબઈ''** થી **એહરામ** બાંધી લે.

હવે આપે બે રકા'ત નમાઝ પઢવાની છે, એટલો ખ્યાલ રાખવો જરૂરી છે કે મકરૂહ ટાઈમ ના હોય. અને બે રકા'ત નમાઝ મર્દોએ પણ માથું ઢાંકીને જ પઢવાની છે, ચાહે ટોપી પહેરે, અથવા એહરામની ચાદરથી પોતાનું માથું ઢાંકી લે.

પહેલી રકા'તમા **"કુલ્ યા અય્યુહલ કાફિરૂન"** અને બીજી રકા'તમાં **"કુલ હુવલ્લાહુ અહદ"** પઢો અને સલામ ફેરવ્યા પછી, કિબ્લહ રૂખ બેસીને પોતાનું માથું ખોલી નાખો અને તે જ જગાએ બેસીને એહરામની નિય્યત પણ કરી લો.

**નય્યત કરતાં પહેલા એટલું સમજી લો કે હજ્જના ત્રણ પ્રકાર છે.**

(૧) **"હજ્જે ઇફરાદ"**, જેમાં એહરામ વખતે ફકત હજ્જની નિય્યત કરવામાં આવે છે,

(૨) **"હજ્જે કિરાન"**, જેમાં એહરામ વખતે હજ્જ અને ઉમરહ, બંનેની એક સાથે નિય્યત કરવામાં આવે છે

(૩) **"હજ્જે તમત્તુઅ"**, જેમાં એહરામ વખતે ફકત ઉમરહની નિય્યત કરવામાં આવે છે અને **મક્કહ શરીફ** પહોંચીને, ઉમરહ કર્યા પછી, **એહરામ** ખોલી નાખવામાં આવે છે અને ૮ **ઝિલ્હજ્જના** ફરીવાર **મસ્જિદે હરામથી "હજ્જ" માટેનું એહરામ** બાંધવામાં આવે છે.

જયારે કે **પહેલી** અને **બીજી રીતમાં**, જયાં સુધી હજ્જથી ફારિગ ના થાય ત્યાં સુધી એહરામ બાકી જ રહે છે અને એહરામની બધી જ પાબંદીઓ નિભાવવી પડે છે, જેનું નિભાવવું આમલોકો માટે ઘણું મુશ્કિલ છે, અને લગભગ એવું બને છે કે, લોકો એવા કામો અને એવી વાતો કરી બેસે છે, જે એહરામની હાલતમાં મના છે. એટલા માટે આજ કાલ અવામને આ બંને સૂરતો ઉપર અમલ ન કરવાનો મશ્વેરો આપવામાં આવે છે અને કહેવામાં આવે છે કે તમો **ત્રીજા નંબરની રીત જ અપનાવો, એટલે કે એહરામ બાંધીને "હજ્જે તમત્તુઅ"ની જ નિય્યત કરો** અને એટલા માટે આ કિતાબમાં પહેલા **"હજ્જે તમત્તુઅ"**ની વિગતો આપવામાં આવી છે. તે છતાં કોઈ **"હજ્જે ઇફરાદ"** અથવા **"હજ્જે કિરાન"** ની નિય્યત કરે તો એ બંનેના મસાઈલ પણ, આ કિતાબના પેઈજ નંબર એકસો બાસઠ (૧૬૨) ઉપર આપવામાં આવ્યા છે, ત્યાં જોઈ લેવા વિનંતી છે.

ખૈર, આપ બે રકા'તથી ફારિગ થઈ, માથું ખોલી, નિય્યત કરી રહયા છો, તો આ પ્રમાણે નિય્યત કરો :

اَللّٰهُمَّ اِنِّی اُرِیْدُ الْعُمْرَةَ فَیَسِّرْهَا لِیْ وَتَقَبَّلْهَا مِنِّیْ

" અલ્લાહુમ્મ ઈન્ની ઉરીદુલ્ ઉમરત, ફયસ્સિરહા લી, વ તકબ્બલ્હા મિન્ની."

"ઓ અલ્લાહ ! હું ઉમરહની નિય્યત કરું છું, આપ મારા માટે ઉમરહને આસાન ફરમાવો અને મારા ઉમરહને કબૂલ ફરમાવો."

જો અરબીના ઉપરોકત શબ્દો યાદ ના હોય તો **ઉર્દુ, ગુજરાતી, ઈગ્લિશ** વગેરે પોતે જાણતા હોય તે કોઈ પણ ભાષામાં આ અરબી શબ્દોનો અર્થ બોલવું અને ઉચ્ચારવું પણ મુનાસિબ અને યોગ્ય છે.

ત્યાર પછી, મર્દો ઊંચા અવાજે અને ઓરતો નીચા અવાજે નીચે પ્રમાણે તલબિયહ પઢે :–

لَبَّیْکَ اَللّٰھُمَّ لَبَّیْکَ
لَبَّیْکَ لَا شَرِیْکَ لَکَ لَبَّیْکَ
اِنَّ الْحَمْدَ وَالنِّعْمَةَ لَکَ وَالْمُلْکَ
لَا شَرِیْکَ لَکَ

લબ્બય્ક,અલ્લાહુમ્મ લબ્બય્ક
લબ્બય્ક લા શરીક લક લબ્બય્ક
ઈન્નલ્–હમ્દ વ ન્નિઅ્મત લક વલ્મુલ્ક,
લા શરીક લક

હું હાજર છું, હે અલ્લાહ હું હાજર છું,
હું હાજર છું, આપનો કોઈ જ ભાગીદાર નથી,હું હાજર છું,
બેશક બધા વખાણ અને નેઅ્મતો ફકત તમારા માટે જ છે,અને મુલ્ક પણ.
તમારો કોઈ જ ભાગીદાર નથી.

આ શબ્દોને **"તલ્બિયહ"** કહેવામાં આવે છે, આ **"તલ્બિયહ"** **"હજ્જ"** તથા "ઉમરહ"નો ખાસ ઝિક્ર છે. **'તલ્બિયહ"**માંથી કોઈ શબ્દ ઓછો કરવો મકરૂહ છે. **"તલ્બિયહ"** પઢવાની સાથે જ હવે તમો એહરામમાં દાખલ થઈ ગયા, જેવી રીતે કે તકબીરે તહરીમહ (اَللّٰہُ اَکْبَرْ)

**"અલ્લાહુ અકબર"** કહેવાથી, નમાઝમાં દાખલ થઈ જાઓ છો .

દરેક તે ઝિક્ર જેનાથી અલ્લાહ તઆલાની તઅઝીમ (મહાનતા) મકસૂદ હોય તે ઝિક્ર **"તલ્બિયહ"**ની 'જગ્યા લઈ શકે છે, જેમકે "લાઈલાહ ઈલ્લલ્લાહ", "અલ્હમ્દુ લિલ્લાહ", "અલ્લાહુ અકબર".

એવીજ રીતે **"તલ્બિયહ"** દરેક ભાષામાં જાઈઝ છે, પરંતુ અરબી ભાષામાં પઢવું બેહતર અને અફઝલ છે.

*(ઔરતને જો માસિક આવતું હોય તો ગુસ્લ અથવા વુઝૂ કરી લે, એહરામ માટે સીવેલા કપડાં પહેરીને મુસલ્લહ ઉપર બેસી જાય, નમાઝ ન પઢે, ફકત ઉમરહની નિય્યત કરે, અને **તલ્બિયહ** પઢે એટલે એ પણ એહરામમાં દાખલ થઈ જશે.)*

આ **"તલ્બિયહ"** હાજીઓનું ખાસ તરાનું છે,અસલમાં એ હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)ની પુકારનો જવાબ છે. હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)એ અલ્લાહના બંદાઓને પુકાર્યા હતા, કે આવો અલ્લાહના ઘર પર હાજરી આપો. હવે જે બંદાઓ **"હજ્જ"** અથવા **"ઉમરહ"**ની નિય્યતથી, એહરામ બાંધીને, અલ્લાહના ઘરે હાજરીના ઈરાદાથી જાય છે તેઓ "તલ્બિયહ" પઢીને જાણે કે, હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)ની તે પુકારના જવાબમાં અર્જ કરે છે, કે ઓ અમારા રબ, તેં પોતાના મકબૂલ બંદા હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ) મા'રફતે અમોને બોલાવ્યા હતા, તો અમે હાજર છીએ, અમે હાજર છીએ,તારી હુઝૂરમાં હાજર છીએ.

તો "તલ્બિયહ" પઢતી વખતે, અલ્લાહને હાજિર નાઝિર સમજીને સીધા અલ્લાહ તઆલાથી વાતો કરતા હોય તેમ શોખ તથા ડર સાથે વારંવાર રટણ કરો :

لَبَّیْکَ اَللّٰھُمَّ لَبَّیْکَ

لَبَّیْکَ لَا شَرِیْکَ لَکَ لَبَّیْکَ

اِنَّ الْحَمْدَ وَالنِّعْمَةَ لَکَ وَالْمُلْکَ

لَا شَرِیْکَ لَکَ

લબ્બયક્,અલ્લાહુમ્મ લબ્બયક્
લબ્બયક્ લા શરીક લક લબ્બયક્
ઈન્નલ્–હમ્દ વ ન્નિઅમત લક વલ્મુલ્ક,
લા શરીક લક

હું હાજર છું, હે અલ્લાહ હું હાજર છું,
હું હાજર છું, આપનો કોઈ જ ભાગીદાર નથી,હું હાજર છું,
બેશક બધા વખાણ અને નેઅ્મતો ફકત તમારા માટે જ છે,અને મુલ્ક પણ,
તમારો કોઈ જ ભાગીદાર નથી.

"તલ્બિયહ" પઢીને ખૂબ ખુશૂઅ અને ખુઝૂઅ સાથે અલ્લાહથી દુઆ કરો. આ મોકા પર આ દુઆ ખાસ તોર પર મુસ્તહબ છે :–

اَللّٰهُمَّ اِنِّى اَسْئَلُكَ رِضَاكَ وَالْجَنَّةَ وَاَعُوْذُ بِكَ مِنْ
غَضَبِكَ وَالنَّارِ.

(અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક રિજાક વલ્જન્નત, વ અઊઝુબિક મિન ગઝબિક વન્નાર)

"હે અલ્લાહ ! હું આપથી આપની રઝામંદી અને જન્નત માંગુ છું અને આપની નારાજગી તથા દોઝખના અઝાબથી આપની પનાહ ચાહું છું."

હવે **"તલ્બિયહ"** જ તમારા માટે બેહતર ઝિક્ર છે, હજ્જમાં **'તલ્બિયહ"**નો તે જ દરજો છે, જે દરજો નમાઝમાં **"તકબીર"**નો છે. પણ બુમો પાડી પઢવાથી પરહેઝ કરવું, પોતે સાંભળી શકે એટલા ઉચા અવાજ થી પઢવું.દરેક નવી હાલત થવા પર, **"તલ્બિયહ"** કહેવું મુસ્તહબ છે, જેમકે સવારી ઉપર સવાર થાઓ, સવારીનો રસ્તો બદલો, ફજર તુલૂઅ થાય, સુતેલા હોય અને આંખ ખૂલે, એવી જ રીતે ફર્ઝ અને નફલ નમાઝો પછી , જયારે કોઈને મળો, કોઈ ઊંચી જગાએ ચઢો અથવા કોઈ નીચી જગાએ ઉતરો, દરેક હાલતમાં **"તલ્બિયહ"** પઢતા રહો, અને ઓછામાં ઓછા ત્રણ વખત પઢો, અને પઢતી વખતે કોઈનાથી વાત ના કરો,પછી જે

ચાહો તે દુઆ માંગો.

| ઈજન જિસ્કો મિલા તેરે દરબારસે |
|---|
| વજ્દમેં ખૂશી કે વો ફિર ગીત ગાને લગે |
| "હાજિર હું યા મવલા તેરે દરપે હાજિર" |
| બસ યેહી એક રટ સબ લગાને લગે |

**તમો હવે મુહરિમ થઈ ગયા, એટલે તમારા માટે નીચેના કામો કરવાની મનાઈ છે.**

**(૧) પોતાની પત્ની સાથે હમબિસ્તરી અથવા ચુંબન કરવું :**

મુહરિમ પોતાની પત્નીને શહવતના સાથે બોસો (ચુંબન) આપે અથવા શહવતના સાથે હાથ લગાવે અથવા સોહબત (સંભોગ) કરે, તો **"દમ"** વાજિબ થશે. (નાનું જાનવર ઝબહ કરવું પડશે).

યાદ રાખો કે બે જિનાયતો એવી છે, જેના કરવાથી હાજી ઉપર મોટું જાનવર (ગાય અથવા ઊંટ) ઝબહ કરવું વાજિબ થાય છે.(૧) જનાબત અથવા હૈઝ, નિફાસની હાલતમાં તવાફે ઝિયારત કરવું. (૨) વુકૂફે અરફહ પછી માથું મુંડાવતાં પહેલાં પોતાની પત્નીથી સોહબત કરવી.

**(૨) પુરૂષે સીવેલા કપડાં પહેરવા :**

કોઈ મર્દે જરૂરતના લઈ સીવેલા કપડાંમાં જ એહરામની નિય્યત કરી લીધી અથવા એહરામની હાલતમાં હતો અને સીવેલા કપડાં પહેર્યા તો જો એક રાત અથવા એક દિવસ એટલે કે (૧૨) બાર કલાક પહેરી રાખશે તો **"દમ"** વાજિબ થશે અને જો ૧૨ કલાકથી ઓછી વાર પહેર્યા હશે તો **"સદકહ"** એટલે કે પોણા બે કિલો ઘઉ અથવા એની કિંમત જેટલી રકમ સદકહ કરી આપે.(ઓરતો તો પોતાના સીવેલા કપડાં જ પહેરશે, ભલેને તે રંગીન હોય.)

**(૩) માથું અને મોં ઢાંકવું (ઓરતો માથું ઢાંકી શકે છે.) :**

જો મર્દે મોઢું અથવા માથું અને સ્ત્રીએ ચહેરો પૂરી રાત અથવા પૂરો દિવસ ઢાંકયો તો **"દમ"** વાજિબ થશે અને બે–ચાર કલાક સુધી ઢાંકયો તો **"સદકહ"** (પોણા બે કિલો ઘઉ) વાજિબ થશે. એ વાત યાદ રહે, કે માથા તથા મોઢાં નો ચોથો ભાગ પૂરા માથા તથા પૂરા મોઢાના હુકમમાં

છે.એહરામની હાલતમાં કપડાં વગેરેથી મોં લુંછવું નાજાઈઝ છે, કારણ કે કપડું મોંને લાગે છે. હાથ રૂમાલ રાખનારાઓને એની આદત હોવાથી એમનાથી ભૂલ થઈ શકે છે, જો થોડીકવાર માટે એનાથી મોં ઢંકાયેલું રહેશે, તો એક મુઠઠી ઘઉં અથવા એની કિંમત સદકો કરી આપવો હાં, હાથ વડે મોં લુંછી શકાય છે.

એહરામની હાલતમાં ગોદડું, રજાઈ વગેરે એ રીતે ઓઢવું જાઈઝ છે કે માથું અને મોઢું ન ઢંકાય એનો ખ્યાલ રાખવામાં આવે, બાકી તમામ શરીરને અને પગોને ઢાંકવું પણ જાઈઝ છે.

**(૪) એવા બૂટ પહેરવા, કે જેનાથી પગનું વચ્ચેનું હાડકું ઢંકાઈ જાય :**

મોજા અથવા એવા જોડા પહેરી લીધા, જેનાથી પગના પંજા ઉપરની વચ્ચેની ઉભરેલી હાડકી છુપાઈ ગઈ અને તે ૧૨ કલાક કે એથી વધુ વાર ઢંકાયેલી રહે તો **"દમ"** વાજિબ થશે અને જો એનાથી ઓછું (બે–ચાર કલાક) ઢંકાયેલું રહે તો, **"સદકહ"** વાજિબ થશે. (ઓરતો હાથ અને પગના મોજા પહેરી શકે છે, જો કે સારું એ છે કે મોજા ન પહેરે. ઓરત એવા બૂટ પણ પહેરી શકે છે જેનાથી પગના વચ્ચેનું હાડકું છુપાઈ જાય.)

**(૫)હજામત બનાવવી :**

બાલ મૂંડાવવા, કપાવવા, ઉખેડવા, ચૂના અથવા બાલસફા પાવડરથી અથવા બીજી કોઈ વસ્તુથી બાલ ઉતારવા અથવા સળગાવવા બધાનો એક જ હુકમ છે. જો મુહરિમે માથાના અથવા દાઢીના ચોથા ભાગના બાલ મુંડાવ્યા અથવા બદનના કોઈ પણ ભાગના કોઈ પણ રીતે બાલ ઉતાર્યા તો "દમ" વાજિબ થશે અને જો ચોથા ભાગથી ઓછા હશે, તો **"સદકહ"** વાજિબ થશે.

એક અથવા બે વાળ ખજવાળી અથવા ખેંચીને ઉખેળ્યા તો દરેક વાળના બદલામાં એક મુટ્ઠી અનાજ સદકો કરે અને જો ત્રણ વાળ અથવા વધુ વાળ ઉખેળ્યા, તો **પૂરો સદકો** વાજિબ થશે.

એહરામની હાલતમાં માણસની કોઈ એવી હિલચાલથી વાળ ખરી પડયા, જેને કરવાનો હુકમ શરીઅતમાં આપવામાં આવ્યો છે, જેમકે, વુઝૂ

અથવા ગુસલ કરવું અને તેનાથી ત્રણ અથવા વધુ વાળ ખરી પડયા, તો એક મુઠ્ઠી સદકો કાફી છે.

એહરામની હાલતમાં માણસે, બીજા એહરામમાં હોય તેવા માણસનું માથું, ચોથા ભાગ અથવા તેનાથી વધુ મૂંડી નાંખ્યું, તો મૂંડવાવાળા ઉપર સદકો વાજિબ છે, અને મૂંડાવવાવાળા ઉપર **"દમ"** વાજિબ થશે.

**(૬) નખ કાપવા :**

કોઈ મુહરિમે એક હાથ અથવા એક પગના અથવા બે હાથ અથવા બે પગના નખ, એક મજલિસમાં કાપી નાંખ્યા, તો "દમ" વાજિબ થશે અને જો ચારેવ અવયવોના નખ, ચાર અલગ અલગ મજલિસ (બેઠક)માં કાપ્યા અથવા કપાવ્યા, તો **ચાર દમ** વાજિબ થશે.

પાંચ નખથી ઓછા કાપ્યા, અથવા પાંચ અલગ અલગ કાપ્યા, જેમકે એક હાથના બે અને બીજા હાથના ત્રણ અથવા સોળ નખ અલગ અલગ જેમકે ચાર–ચાર બંને હાથ પગના કાપ્યા, તો ત્રણેવ સૂરતોમાં દરેક નખના બદલામાં **પૂરો સદકહ** (પોણા બે કિલો ઘઉ) વાજિબ થશે, પરંતુ જો એ બધો સદકહ, બકરા કે ઘેટાની કિંમત જેટલો થઈ જાય, તો થોડો ઓછો કરી દેવામાં આવે, જેથી દમની કિંમતથી વધી ના જાય.

**એ પણ યાદ રાખો કે, તુટેલા નખને તોડવાથી કંઈ જ વાજિબ થતું નથી.**

**(૭) ખુશ્બૂ લગાવવી :**

જો પૂરા એક ઉઝ્વ (અવયવ) ઉપર અથવા એકથી વધૂ ઉઝ્વ ઉપર એક મજલિસમાં ખૂશ્બૂ લગાવી અથવા એક વેંતની લંબાઈ પહોળાઈ થી વધુ વિસ્તારમાં ખુશ્બૂ ચાદર પર લગાવી, તો **"દમ"** વાજિબ થશે.

ખૂશ્બૂથી ભરેલું કપડું પહેર્યુ, તો જો ખૂશ્બૂ વેંત બે વેંત, અથવા એનાથી વધારે લાગેલી હોય અને આવું કપડું એક રાત અથવા એક દિવસ (૧૨–બાર કલાક) પહેરી રાખ્યું, તો તેનાથી **"દમ"** વાજિબ થશે.(અર્ધી રાતથી અર્ધો દિવસ, એ મળીને એક દિવસની ગણત્રીમાં આવશે.) અને જો એનાથી ઓછા ટાઈમ માટે હશે અથવા વેંત બે વેંતથી ઓછી ખૂશ્બૂ લાગેલી હશે, તો **"સદકહ"** વાજિબ થશે. (ગળામાં ફૂલોનો હાર પહેરવો મકરૂહ

છે.)

અમુક હવાઈ જહાઝવાળાઓ હજ્જ યાત્રાળુઓને હાથ–મોં લુંછીને તાઝગી મેળવવા ખાતર ખૂશ્બુદાર **"ટીશુ પેપર"** (કાગઝી રૂમાલ) આપે છે અને લોકો બે–ખબરીમાં તેનાથી હાથ–મોં લુંછી લે છે. ખ્યાલ રહે કે એહરામની હાલતમાં આ રીતે ખૂશ્બૂદાર કપડાંથી મોં અથવા પૂરો હાથ લુંછવામાં આવે તો **"દમ"** વાજિબ થશે.

હાજીઓ માટે આ પ્રકારની મુશ્કેલીઓ ઊભી ના થાય તે માટે વિમાનપરિચાલન સ્ટાફને પણ આવા મુદ્દાઓની તા'લીમ આપવી જોઈએ. હજ્જ કમિટી તથા ટૂર કંપનીઓના જિમ્મેદાર હઝરાત આ તરફ ધ્યાન આપે તે ઈચ્છનીય છે.

વિમાનમાં મચ્છરો મારવા માટે જે સ્પ્રે છાંટવામાં આવે છે તે વિશે પણ યોગ્ય તહકીક જરૂરી છે.

**"દમ"** (કુર્બાની) મકકહ મુકર્રમહ અને હરમની હદમાં જ આપવી જરૂરી છે અને એનો ગોશ્ત ગરીબોમાં વહેચી આપવાનો છે, પોતે અથવા કોઈ માલદાર માણસ માટે એમાંથી ખાવું જાઈઝ નથી. તેમજ જયારે **"દમ"** વાજિબ થતો હોય તો **"દમ"** આપવું જ જરૂરી છે, **"દમ"**ના જાનવરની કીંમતની ખૈરાત કરવી જાઈઝ નથી.

*__"હજ્જ"__ અને __"ઉમરહ"__ના સિલસિલાનો પહેલો અમલ આ __"એહરામ"__ જ છે, અને હવે મકકહ મુઅઝ્ઝમહ પહોંચતા સુધી, આપને કોઈ ખાસ અમલ કરવાનો નથી, બસ __"એહરામ"__ની પાબંદીઓ નિભાવો અને પોતાના અંદર અલ્લાહનો ડર અને ખૌફ, ઈશ્ક અને મુહબ્બત પૈદા કરીને, ખૂબ ખૂબ __"તલ્બિયહ"__ પઢતા રહો. આ ટાઈમે ઈશ્કો–મુહબ્બત અને ખૌફની જેટલી કૈફિયત તમારા અંદર પૈદા થશે, તે જ અસલ ઈબ્રાહીમી મીરાસ છે, અને એ જ __"હજ્જ"__ તથા __"ઉમરહ"__ની રૂહ છે. અને આ કૈફિયત કેમ પૈદા ન થાય, જયારે કે જમીન અને આકાશોનો માલિક પોતાના મહાન ઘરથી પ્રતિપળ આપને નઝદીક લઈ જઈ રહયો હોય !*

સફર દરમિયાન જયારે જયારે પણ, તમો સવારી ઉપર સવાર થાઓ, ચાહે પછી તે ઘરે થી **"અહમદાબાદ"** કે **"મુંબઈ"** જતા હોય,

અથવા ''અહમદાબાદ'' કે ''મુંબઈ''થી ''જિદ્દહ'' જતા હોય કે, પછી ત્યાંથી આગળનો સફર ખેડતા હોય, સફરની દુઆઓ જરૂરથી પઢતા રહો, તેને જીંદગીની આદત બનાવી લો.

હવે આખરે હવાઈ જહાઝમાં સવાર થવાનો મુબારક ટાઈમ આવી ગયો, જયારે હવાઈ જહાઝ રવાના થાય ત્યારે આ દુઆ પઢો :

بِسْمِ اللّٰهِ ... وَمُرْسٰهَا ... رَبِّىْ لَغَفُوْرٌ رَّحِيْمٌ

(બિસ્મિલ્લાહિ મજરેહા વ મુરસાહા ઈન્ન રબ્બી લગફૂરુર્રહીમ)

''જહાઝોનું ચાલવું અને રોકાવું અલ્લાહના નામની બરકતથી છે. બેશક મારો પાલનહાર ક્ષમાવાન, દયાવાન છે.''

એક વાત ખાસ યાદ રાખો કે ''અહમદાબાદ'' અથવા ''મુંબઈ'' આપને આપના સફરના આગલા દિવસે ટીકિટ તથા પાસપોર્ટ લેવા માટે બોલાવશે અને આપને આપની ટીકિટ અને પાસપોર્ટની સાથે સાથે એક સ્ટીલનું કડું આપવામાં આવશે. આ સ્ટીલનું કડું ઘણું જ ઉપયોગી અને મહત્વનું છે, એના ઉપર આપનો કવર નંબર, આપનો પાસપોર્ટ નંબર, તેમજ તમો કયા દેશનાં અને કયા સ્ટેટના રહેવાસી છો ? અને આપનું ગૃપ કેટલા માણસોનું છે ? વગેરે કોતરાયેલું હોય છે. જેમકે :

| INDIA/19048 | G J | 0458/10/اَلْهِنْد |
|---|---|---|
| આ લખાણ એમ બતાવે છે કે આપ ઈન્ડિયાના છો અને આપનો પાસપોર્ટ નંબર ૧૯૦૪૮ છે. | તમે ગુજરાત રાજયના છો. | તમારો કવર નંબર ૦૪૫૮ છે અને તમારુ ગૃપ દસ માણસનું છે, એમ બતાવે છે. |

**''સઊદી હુકૂમતે''** હાજીઓની માહિતી કોમ્પ્યુટરાઈઝડ કરી દીધી છે. એટલે જો તમારો કોઈ માણસ સઉદી ખાતે છે અને હજ્જ દરમિયાન તે આપને મળવા આવવાનો છે, તો આપ એમને જયારે ઈન્ડિયાથી આપના હજ્જમાં જવાની ખબર આપો ત્યારે આપે, ફકત પોતાનો કવર નંબર આપી દેવાનો છે.(કારણ કે આપના મુઅલ્લિમ તથા બિલ્ડીંગ

વગેરેની માહિતી તો આપને જિદ્દહ પહોંચ્યા પછી જ આપવામાં આવશે.) જયારે તેઓ ત્યાં હજ્જ ઓફિસે જઈને આપનો કવર નંબર બતાવશે તો કોમ્પ્યુટર જે તે હાજી વિશે પૂરી માહિતી આપશે, કે આ કવર નંબરવાળા હાજી કયારે આવશે ? અથવા કયારે આવ્યા છે ? એમનું કેટલા માણસનું ગૃપ છે ? એમના મુઅલ્લિમ તથા મુઅલ્લિમનો નંબર પણ બતાવશે. એટલે પછી મુઅલ્લિમ સાહેબથી કોન્ટેકટ કરશે તો, તેમનાથી જાણ થશે કે, આ હાજી સાહબ કયા એરયામાં છે? અને એમનો બિલ્ડીંગ નંબર શું છે ? એના ઉપરથી જે તે બિલ્ડીંગમાં જઈ ત્યાં કાઉન્ટર ઉપર પૂછવામાં આવશે, તો જે તે હાજી સાહબ કયા માળે છે અને તેમનો રૂમ નંબર શું છે ? વગેરે પૂરી માહિતી આપશે.

આપ ખોવાઈ જાઓ અથવા આપની પાસપોર્ટ ખોવાઈ જાય, ત્યારે પણ ઉપરોકત કડું ઘણું જ ઉપયોગી છે, માની લો કે રસ્તામાં કોઈ માણસ બેહોશ પડેલો છે, તો આ હાજી કોણ છે ? કયાંના છે ? વગેરેથી વાકિફ થવું ૨૦ થી ૨૫ લાખ માણસોમાં ઘણું જ મુશ્કિલ કામ છે, પણ જો તેમના હાથમાં આ કડું પહેરેલું હશે, તો પોલીસવાળા તેનાથી બધી માહિતી મેળવી શકશે.

ખૈર તો તમો તે કડું હાથમાં  હંમેશા પેહરી રાખશો. જો કડું ના ફાવે તો મુઅલ્લિમ તરફથી આપવામાં આવતો કાંડા – પટ્ટો પણ આપ પહેરી શકો.

આ ઈન્ટરનેટના ઝમાનામાં હજ્જની વેબસાઈટ પણ જોવી જોઈએ. એનાથી ઘણી માહિતી મળી શકે છે. ઈન્ડિયા હજ્જ કમીટીની વેબ સાઈટ આ પ્રમાણે છે. www.hajcommittee.com

અલહમ્દુલિલ્લાહ આપ હવાઈ માર્ગે **"જિદ્દહ"** જવા રવાના થઈ ગયા છો. ગણત્રીનાં કલાકોમાં આપ **"જિદ્દહ"**ના એરપોર્ટ ઉપર ઉતરી જશો, અને આપને અનહદ ખૂશી થશે કે અલ્લાહ તઆલાએ તમોને હિજાઝની મુકદસ ભૂમિ ઉપર કદમ મુકવાનો મુબારક મૌકો નસીબ ફરમાવ્યો, સમગ્ર મુસ્લિમોના દિલોમાં આ દેશની મુહબ્બત સૌથી વધૂ છે.આ **"જિદ્દહ"**, સમજો કે **"મક્કહ મુઅઝ્ઝમહ"**નો દરવાજો છે. હવે

તમારી તબિયત ''મકકહ મુઅઝઝમહ'' પહોંચવા માટે અધીરી બની ગઈ હશે, પણ ધીરજ રાખશો, વહેલા મોડા કાનૂની કાર્યવાહી પતાવી, તમો બસ મા'રફત જરૂર ''મકકહ મુઅઝઝમહ'' પહોંચી જશો. ''જિદહ''થી ''મકકહ મુઅઝઝમહ''નો દોઢથી બે કલાકનો રસ્તો છે, અને રોડ ઘણોજ સારો છે, ડ્રાઈવરો પણ ગાડી તેજ ગતિથી ચલાવે છે.

''જિદહ'' હવાઈ જહાઝમાંથી ઉતરતી વખતે, પોતાનો હાથ સામાન અંદર જ ના રહી જાય એનો ખ્યાલ રાખશો. પોતાની સાથે લઈને જ ઉતરો.

હવાઈ જહાઝની સીડીઓ ઉતરીને તમારે બસમાં બેસવાનુ છે , પોતાની ઓરતોને પોતાની સાથે રાખો, શાંતિથી બસમાં બેસી જાઓ, તમોને બસ મા'રફત એરપોર્ટ ઉપર બનેલા એક મોટા હોલમાં લઈ જવામાં આવશે. થોડીકવાર પછી ત્યાંથી બીજા હોલમા દાખલ થવાની રજા મળશે, તે વખતે ઓરતો અને મર્દોને અલગ અલગ કરી દેવામાં આવે છે, માટે તમારી ઓરતની પાસપોર્ટ અને તેના જરૂરી કાગળો, ઓરતને જ સોંપી આપો.

આ હોલમાં તમારી પાસપોર્ટ ઉપર **''એન્ટ્રી''**નો સીકકો મારવામાં આવશે અને **''ઈમીગ્રેશન''** પણ થશે. **''એન્ટ્રી''** તથા **''ઈમીગ્રેશન''** થયા પછી, તમારે ત્રીજા હોલમાં જવાનુ થશે, જયાં તમારો સામાન પણ પહોંચી ગયો હશે, અને તમારી ઓરતોથી તમારી મુલાકાત પણ આ જ હોલમાં થશે.

પોતાનો સામાન ઓળખીને એક જગાએ ભેગો કરો, અને કસ્ટમ કરાવવા માટે તેના કાઉન્ટર ઉપર પહોંચો, સામાનનુ ચેકીંગ સખ્ત થાય છે.

કસ્ટમથી ફારિગ થઈ, બહાર નીકળશો, તો ત્યાં અમુક ટેબલો હશે, ત્યાં તમારી પાસપોર્ટ ઉપર, તમારા આગળના પૂરા સફર માટે, બસની ટીકીટો, પીન કરી આપે છે.

જો તમારી પાસપોર્ટમાં એરટીકીટ હોય તો તે કાઢી લેશો, કારણ કે, **''મકકહ મુકર્રમહ''** જતી વખતે, ગાડીમાં પાસપોર્ટ આપી દેવી પડે છે, અને જયારે તમો હજ્જથી ફારિગ થઈ, પાછા **''જિદહ''** આવશો, ત્યારે જ તમોને તમારી પાસપોર્ટ પાછી આપવામાં આવશે. ઉપરોકત કાનૂની

કાર્યવાહી થયા પછી, તમોને, તમારા સામાન સાથે, તે જગાએ પહોંચાડવામાં આવશે કે જયાંથી તમોને **"મક્કહ મુકર્રમહ"** જવાવાળી બસોમાં બેસાડવામાં આવશે.

અહીંયાં પેશાબ પાણી, નમાઝ વગરેનો ઈન્તિજામ હોય છે, માટે પોતાની જરૂરતોથી ફારિગ થઈ જાઓ, અને તમારી પાસે જે **ડ્રાફટ** છે, તેના **રિયાલ** પણ અહિંયાથી જ લેવાના છે, માટે ડ્રાફટ આપી, રિયાલ લઈ લો, ઓરતને પણ લાઈનમાં ઉભી કરી આપો. એ વાત યાદ રાખો કે પોતાના ડ્રાફટના રિયાલ છૂટા કરવા અથવા રિયાલ ગણવા કોઈને પણ આપશો નહિ. તમોને જે રિયાલ પીન મારીને આપવામાં આવે છે, તે ગણેલા જ હોય છે અને પૂરેપૂરા હોય છે, ઈન્શાઅલ્લાહ ઓછા બિલ્કુલ નહિ નીકળે, માટે ફિકર કરશો નહિ. રિયાલ લઈ, તેને સંભાળીને મૂકો, પોતાની ઓરત પાસે પણ થોડાક રાખો, કારણ કે કેટલાક મર્દો અને કેટલીક ઓરતો પણ, ખાસ ચોરી કરવા જ અહીંયા આવે છે.

બધા રિયાલ સાચવવાની તકલીફમાં ના પડવું હોય તો ફકત ઓરતોનાં ડ્રાફટના રિયાલ જિદ્દહ એરપોર્ટ ઉપર લઈ લેશો. અને તે પૂરા થયે **"મક્કહ મુકર્રમહ"**માં પણ ડ્રાફટ વટાવી શકાય છે. હા, પાસપોર્ટની જરૂર પડે છે અને તે માટે મુઅલ્લિમ પાસે ધકકા ખાવા પડે છે, માટે મર્દોનો ડ્રાફટ ના વટાવો તો મર્દો આ કામ સહેલાઈથી કરી શકશે. પરંતુ જિદ્દહ એરપોર્ટ ઉપર ડ્રાફટ વટાવવાનું કામ બીજી જગા કરતાં વધારે સરળ રહે છે.

એક કામ એ પણ કરો કે પોતાનું ઘડિયાળ અઢી કલાક પાછળ કરી આપો, કારણ કે ઈન્ડિયા અને સઊદીના ટાઈમમાં અઢી કલાકનો ફર્ક છે.

બીજું કામ એ કરો કે ટેલીફોન કરવા માટે પચાસેક રિયાલનો એક કાર્ડ ખરીદ કરી લો, કારણ કે જિદ્દહ, મકકહ મુકર્રમહ, મિના, મદીનહ મુનવ્વરહ દરેકે દરેક જગાએ ટેલીફોનના બુથો હોય છે, અને આમ રસ્તા ઉપર હોય છે એટલે તમો જતા આવતા ઘણી જ આસાનીના સાથે ગમે ત્યાં ટેલીફોન કરી શકો છો. આઈ. એસ. ડી.ની દુકાન શોધવામાં તમોને મહેનત પડશે અને તે પણ ઓછી હોય છે, જયારે કાર્ડ સિસ્ટમના બુથો ઘણા હોય છે અને રસ્તાઓમાં પણ હોય છે.

# જરૂરી માહિતી–માર્ગદર્શન

**ગરમી અને બચવાનો ઈલાજ :**

ગરમીની મોસમમાં હજ્જ થતી હોય ત્યારે ગરમી અને તેના નુકસાનોથી સ્વજાતનું રક્ષણ કરવા પાણી અને શરબતનો વધૂ પ્રમાણમાં ઉપયોગ કરો. અને જો વધૂ કમઝોરી લાગે, તો ત્યાં મળતા ILECTRAL ઈલેકટ્રલ જેવા પાઉડરોનો શરબત બનાવી વપરાશ કરો, જે શરીરની નબળાઈને દૂર કરશે. તાપથી બચીને, ઠંડકવાળી જગાએ, પંખાની હવામાં બેસો અને બરફનો ઉપયોગ કરતા રહો. જો વધૂ પ્રમાણમાં ચકકર આવે, માથું દુઃખે, ગભરામણ થવા લાગે, બેચેની અને બેહોશી જેવું લાગે, તો આ બધા તાપ અને લૂ લાગી જવાના લક્ષણો ગણાય, આવા સંજોગોમાં જરા પણ ગભરાયા વિના ડોકટરનો સંપર્ક કરવો.

**ડોક્ટરી સહાય :**

દેશ, હવામાન, ખોરાક, સફર અને નિત્યક્રમના ફેરફારને કારણે બિમારી, કમઝોરી કે અન્ય કોઈ તકલીફ ઉભી થાય અથવા (અલ્લાહ ના કરે) કોઈ અકસ્માત સર્જાય તો લેશમાત્ર ગભરાવવાની જરૂરત નથી. સઊદી હુકૂમતે જિદહ, મકકહ મુકર્રમહ, મદીનહ મુનવ્વરહ, મિના, મુજદલિફહ, અરફાત દરેકે દરેક જગાએ, દવાખાનાઓની અજોડ વ્યવસ્થા કરી છે. વળી દવાખાનાની એમ્બ્યુલન્સો, જેના ઉપર અરબીમા "الاسْعَاف" (અલ્ઈસ્આફ) અને અંગ્રેજીમાં "AMBULANCE અને "الهلالُ الاحْمَرْ" લખેલું હશે,(લાલ ચંદ્ર એના ઉપર પાડેલો હશે.) તે આપને તાત્કાલિક નજદીકના દવાખાનામાં સલામતી અને સહૂલત સાથે પહોંચાડી આપશે. ઈન્શાઅલ્લાહ. ગાડીના માણસોને પોતાની વાત કહેવામાં સહેજે ખચકાટ અનુભવશો નહિ. ભારત સરકારના પણ, દરેક ઠેકાણે દવાખાનાઓ હોય છે અને ભારતીય ડોકટરો તપાસીને દવા આપે છે. આટલી વાત પણ યાદ રાખો, કે એકસીડન્ટ અથવા ગંભીર બીમારીવાળા માણસોને દવાખાનામાં ભરતી કરે છે અને બીમાર સાથે કોઈને રહેવા દેતા નથી. વળી ચોકકસ સમય સિવાય દર્દીને મળવાની પણ રજા આપતા નથી, છતાં ફિકર કરશો

નહિ, તે લોકો આપના દર્દીની આપનાથી વધૂ સંભાળ રાખશે અને સંપુર્ણ સારું થયે, રજા આપશે. વળી જો કેસ થયો હશે તો તેનો નિકાલ પણ તે જ કરશે.

**ચોરોથી સાવધાન :**

હાજી લોકોએ એરપોર્ટ (વિમાન ઘર), મદીનતુલ હુજ્જાજ, હરમ શરીફ, તથા અન્ય ભીડભાડ વાળી જગાઓએ **ચોરો - ધોકેબાજોથી** સતર્ક રહેવું જોઈએ. ઘણા ચોરોએ પોતાનો ચોરીનો ધંધો છેક હરમૈન શરીફૈન સુધી વિકસાવેલો હોય છે અને તે હેતૂએ જ ત્યાં જતા હોય છે. માટે પોતાની રોકડ રકમ, ડ્રાફટ, પાસપોર્ટ અને કીમતી સામાનની સાવચેતી પૂર્વક હિફાઝત કરો અને તેને કોઈની સામે ના ખોલો તથા કોઈપણ સંજોગોમાં કોઈને ન સોંપો. ખપપૂરતા પૈસા જ પોતાની પાસે રાખો અને વધારાની રકમ ત્યાં બીજા કોઈ સંબંધી પાસે અથવા મુઅલ્લિમની ઓફિસે જમા કરાવી રસીદ લઈ લો. અને જરૂરત મુજબ ત્યાંથી લેતા રહો. ૫૦ – ૧૦૦ રિયાલ ઓરતો પાસે પણ રાખો, જેથી વિખુટા પડી જવાની હાલતમાં, તેઓ પરેશાન ના થાય. હજ્જના તે પાંચ દિવસો, જેમાં આપને ''મકકહ મુકર્રમહ''ની બહાર રહેવાનું છે, તે સમયે રૂમને તાળું મારી, બરાબર બંધ કરવાની કાળજી રાખશો, જેથી આપનો રૂમમાં રાખેલ સામાન મેહફૂઝ રહે. આ સમયગાળામાં મોટી રકમ રૂમમાં છોડીને જવું હિતાવહ નથી. સૌથી સારી શકલ આ જ છે કે મુઅલ્લિમ પાસે જમા કરાવી રસીદ લઈ લો.

**ટ્રાફિક – હાઈવેની સમસ્યાઓ :**

**''સઊદી અરબ''**ના હાઈવે રોડ અને વધૂ ટ્રાફિકનાં લઈ, ટ્રાફિકના નિયમોનું પાલન કરવું અતિ આવશ્યક હોય છે. રોડ ક્રોસ કરતી વેળાએ પબ્લિકની લાઈન ચાલુ હોય ત્યારે જ, રોડ ક્રોસ કરવો, ત્યાં સુધી ઊભું રહેવું ડહાપણ ભર્યું છે. ચાલુ લાઈને રોડ ક્રોસ કરશો તો અકસ્માત સર્જાશે, માટે ઉતાવળમાં પડી આવી ભૂલ કરશો નહિ.

**ભીડભાડ અને સાવચેતી :**

નવી જગા અને અતિશય ભીડભાડના કારણે, ગૃપથી છૂટા પડી

જવાનો પૂરો ખતરો રહે છે. ''મકકહ મુકર્રમહ'' પહોંચી, શરૂઆતના બે – ત્રણ દિવસ, એજ રીતે ''મદીનહ મુનવ્વરહ''માં, હરમૈન શરીફૈન સાથેજ જવું અને ત્યાં જઈ એક સરળતાથી ધ્યાનમાં રહે તેવી જગા નકકી કરી લેવી કે કોઈ પણ ભૂલો પડયે અહીંયા આવીને ઉભો થઈ જાય. પોતાનો માણસ સહેલાઈથી શોધવાની આ જ ઉત્તમ રીત છે.

હરમ શરીફમાં તમો જે દરવાજેથી દાખલ થાઓ, તેનું નામ તથા નંબર યાદ રાખો જેથી આપને બહાર નીકળવામાં સરળતા રહે.

હરમૈનમાં કુર્આન શરીફ મુકવા માટે જે ઘોડા બનાવેલા છે, તેમાં એઅ્રાબવાળા અને સાદા કુર્આન તેમજ બીજા પણ હોય છે, તમોને જે અરબી અક્ષરો પઢવામાં વધારે સરળતા લાગતી હોય તે પ્રકારના અક્ષળોવાળુ કુર્આન શરીફ લઈ શકો છો, લગભગ નીચેના ખાનામાં પાકિસ્તાની અંદાઝનાં કુર્આન શરીફ હોય છે.

એવી જ રીતે હરમૈન શરીફૈનમાં બુટ–ચંપલ મુકવા માટે જે અસંખ્ય ઘોડાઓ બનાવેલા છે, તમો તેનો ઉપયોગ કરો તો યાદ રાખો કે તમો જે નંબરના ઘોડા અથવા ખાનામાં પોતાના બુટ કે ચંપલ મુકી રહયા છો તેના ઉપર નંબર લગાવેલા હોય છે, તે નંબરને યાદ કરી લ્યો, નહિ તો બુટ ચંપલ શોધવામાં પરેશાન થઈ જશો.

જિદ્દહ એરપોર્ટથી પરત એરપોર્ટ આવતાં સુધી, જયારે જયારે પણ બસની સફર કરો, ત્યારે ત્યારે ગૃપના બધા માણસો એક જ બસમાં સફર કરે એવો આગ્રહ રાખવો, જેથી વિખૂટા પડવાનો ભય જ ના રહે, શૈતાનને કાંકરીઓ મારતી વેળાએ, ગૃપના માણસો તેમજ અન્ય સાથીઓને સાથે રાખીને જ જાઓ, જેથી જરૂરત પડયે, ધકકામુકકીમાં પોતાના માણસોની સાંકળ બનાવી હિફાઝત થઈ શકે. બીમારો તથા ઘરડાઓ અને ઓરતોને ભીડ ઓછી થયા પછી અને મા'ઝૂરોને મોડા લઈ જશો તો હિતાવહ રહેશે, અને ખોટી હેરાનગતી નહિ થાય. આવા સમયે ખોટી બહાદુરી બતાવી, જાનને જોખમમાં નાંખવી હિતાવહ નથી.

**કસ્ટમ તથા પ્રતિબંધિત ચીઝ વસ્તુઓ :**

હજ્જનો સફર એક પવિત્ર અને મુબારક સફર છે, હાજી લોકોએ

હજ્જની પવિત્રતા અને એહતિરામને જાળવી રાખવા, સરકારે નકકી કરેલ બધા જ કાનૂનો તથા હિદાયતોની પાબંદી કરવી અત્યંત જરૂરી છે. જો આવી હિદાયતોની પાબંદી નંહી કરવામાં આવે તો સફરમાં પરેશાની ઊભી થશે અને દીન – દુન્યાનું નુકસાન પણ ઉઠાવવું પડશે, માટે એવી બધી જ વાતોની સંભાળ રાખવી ખૂબ જ જરૂરી છે. નીચે દર્શાવેલ ચીઝ વસ્તુઓ બિલ્કુલ લઈ જવી નહિ :

હથિયાર અથવા કોઈપણ પ્રકારનો લડાઈનો સામાન અથવા એવા દેખાતાં રમકડાંઓ, સ્ફોટક તથા જ્વલનશીલ એવા બધા જ પદાર્થો, બધા જ પીણાઓ, દવાઓ, કે ખાધપદાર્થો જે નશીલા હોય. એવા કોઈપણ પદાર્થો, જે ઝેરી હોય, એવી વાંચન સામગ્રી, જે ગેર ઈસ્લામી, ગેર અખ્લાકી હોય.

**"સઊદી સરકારે"** નશો પૈદા કરનાર ચીઝ વસ્તુઓના વેચાણ, હેરાફેરી, વપરાશ વગેરે ઉપર સંપૂર્ણ કાબૂ મેળવવા માટે સખ્ત કાયદાઓ ઘડી કાઢયા છે, જેનો વિરોધ કરનાર માટે લાંબી સખ્ત જેલ અને સજાએ મૌત સુધીની જોગવાઈ કરેલ છે. એ વાત યાદ રાખવી અતિ આવશ્યક છે કે સઊદી સરકારે આ કાનૂનના અંતર્ગત ખસખસ અને અફીણ જેવી વસ્તુઓ ઉપર પણ સંપૂર્ણ પાબંદી લગાવેલ છે, ભલે તે ઓછા પ્રમાણમાં હોય કે વધુ પ્રમાણમા, સજામાં કોઈ ફેરફાર નથી, માટે હાજી લોકોને વિશેષ હિદાયત આપવામાં આવે છે કે ખસખસ જેવી વસ્તુઓ પોતાની સાથે ના રાખે. વળી એવી બીજી નશો પૈદા કરનાર વસ્તુઓ લઈ જવાથી પણ સંપૂર્ણ સાવચેતી રાખે, જેથી કાયદાની રૂએ હેરાનગતી ના થાય. આ બાબતે એક વાત ખાસ ધ્યાનમાં રાખે કે કોઈ પણ અપરિચિત કે ઓછી પરિચિત વ્યકિતનો સામાન પોતાની પાસે ન રાખે અને આવી વ્યકિતઓ પાસેથી કોઈ દાગીનો સાથે લઈ જવા માટે ન સ્વીકારે. ઘણીવાર મોટી મુશ્કેલીનો સામનો કરવો પડે તેવા સંજોગો આવી શકે છે.

**જિદ્દહ, મક્કહ મુકર્રમહ** અને **મદીનહ મુનવ્વરહ**ની બજારોમાં વિદેશી વસ્તુઓ મોટા પ્રમાણમાં ઉપલબ્ધ હોય છે, ઘણીવાર એવું બને છે કે હાજીઓ તેની મોહમાયામાં ખેંચાઈ જઈ, શરૂઆત થી જ બિન જરૂરી

ખરીદી કરવા માંડે છે, જેમાં દીન – દુન્યા બંનેનું નુકસાન છે, દીનનું નુકસાન એ રીતે કે તેની ખરીદીમાં કીંમતી સમય વેડફી નાંખે છે, પુરું ધ્યાન તે પ્રતિ કેન્દ્રિત થઈ જાય છે અને ઈબાદત તથા હરમૈન શરીફૈનનો હક અદા કરી શકાતો નથી. અને દુન્યવી નુકસાન આ રીતે કે ગજા બહારની ખરીદીના મોહમાં અંતે પૈસા ખૂંટે છે, ત્યારે યાતો કરજ કરવું પડે છે, યા પછી તે જ વસ્તુઓ સાથીદારોને ઓછી કીંમતે વેચવી પડે છે, જેથી નુકસાન ઉઠાવે છે. માટે આવા સમયે થોડો સંયમ રાખી, પહેલાં સફરનો અસલ મકસદ, એટલે ઈબાદત તરફ મુતવજજેહ રહેશો અને ત્યાર બાદ કોઈ મકામી અનુભવી માણસને સાથે રાખી, ફકત જરૂરી એવી ખરીદી કરશો. છેલ્લે ખરીદીમાં ઘણીવાર માલ સસ્તો અને સારો મળી રહે છે. અને મકકહ – મદીનહ મજૂરની જેમ માલ ઉઠાવી ઉઠાવી ફરતા રહેવાની પારાવાર તકલીફથી પણ છુટકારો થાય છે.

સામાનની ખરીદીમાં વઝનનો ખાસ ખ્યાલ રાખશો અને એટલી જ ખરીદી કરવી, જેટલું વઝન વિના ડયૂટીએ લાવી શકો છો, વધૂ ખરીદી કરવામાં વિમાનનું લગેજ જ એક કિલોએ લગભગ ૧૫૦ રૂપીયા જેટલું હોય છે, તે ભરવું પડશે અને **મુંબઈ** કે **અહમદાબાદ**માં, તે માલ કસ્ટમ પાત્ર હશે તો કસ્ટમ પણ લાગશે. જેથી સરવાળે તે સામાન ઈન્ડીયાના બજારમાં મળી જતા ભાવથી કેટલાય ઘણો મોંઘો પડશે. માટે ઉપરોકત વાતોની અવશ્ય નોંધ લેશો. ઈલેકટ્રોનિક આઈટમો લાવવામાં પરેશાની પણ રહે છે અને કસ્ટમ ડયૂટી પણ વધૂ લાગે છે, માટે એવી બિનજરૂરી વસ્તુઓ ખરીદવાથી બચવું.

## જિદ્દહ એરપોર્ટ :

જિદ્દહ એરપોર્ટ દુન્યાનાં પ્રખ્યાત એરપોર્ટોમાંનું એક એરપોર્ટ છે, જેનું નામ **"કિંગ અબ્દુલ અઝીઝ ઈન્ટરનેશનલ એરપોર્ટ"** છે. આ એરપોર્ટ ઉપર ઘણા ટર્મિનલો છે. જેમાં એક ટર્મિનલ સઊદી સરકારે, ફકત હાજીઓ માટે જ બનાવેલ છે. જેને **"હજ્જ ટર્મિનલ"** કહેવામાં આવે છે.

**હજ્જ ટર્મિનલ** ઘણું જ મોટું છે અને ટેન્ટ (તંબુ) ટાઈપ એનું છત છે બધી જ જગાઓ એક જ ટાઈપની હોવાથી, જો માણસ પોતાની જગાએથી

આઘોપાછો થાય છે તો ભૂલો પડી જાય છે અને પરેશાન પરેશાન થઈ જાય છે. માટે પોતાની જગા યાદ રાખવા માટે આટલું યાદ રાખો કે **"સઊદી હુકૂમતે"** તંબુના જે મોટા મોટા થાંભલાઓ બનાવેલા છે એના ઉપર નંબર લગાવેલા છે, જેમકે :

| A/1 | A/2 | A/3 | A/4 | A/5 | A/6 | A/7 |
|---|---|---|---|---|---|---|
| B/1 | B/2 | B/3 | B/4 | B/5 | B/6 | B/7 |
| C/1 | C/2 | C/3 | C/4 | C/5 | C/6 | C/7 |
| D/1 | D/2 | D/3 | D/4 | D/5 | D/6 | D/7 |
| E/1 | E/2 | E/3 | E/4 | E/5 | E/6 | E/7 |

આ રીતે અનેક લાઈનો હોય છે, તો આપ જે જગાએ રોકાયેલા છો તેના નઝદીક જે થાંભલો છે, તેનો નંબર જોઈલો, લખી લો અને યાદ રાખી લો, માની લો કે તે થાંભલાનો નંબર H/40 છે, હવે આપ કોઈ કામ અર્થે ગયા અથવા હાજત કે ગુસલ માટે ગયા અને પોતાની જરૂરતથી ફારિગ થઈ આપે પોતાની જગાએ પહોંચવું છે, તો પહેલા તો આપ H નંબરના થાંભલાની લાઈન શોધો અને પછી 40 નંબરનો થાંભલો શોધો એટલે આસાનીથી પોતાની જગાએ પહોંચી જશો.

હાજીઓને લાવનાર– લઈ જનાર બધા જ વિમાનો આ જ ટર્મિનલથી લાવે, લઈ જાય છે.ત્યાં હાજીઓ માટે દરેક જાતની સહૂલતો ઉપ્લબ્ધ છે. મોટા મોટા હોલ, બાથરૂમ, જાજરૂ, બજાર, હોટલો, રેસ્ટોરન્ટો, ઠંડા ગરમ પાણીની સહૂલત, મસ્જિદ વગેરેની સગવડ છે. આ જગાને **"મદીનતુલ હુજ્જાજ"** પણ કહે છે. ત્યાં ડ્રાફ્ટ વટાવવા માટે બેંક કાઉન્ટરો પણ હશે અને પ્રત્યેક દેશના ઝંડાઓ તેમજ ખાસ નિશાનીઓ વડે જે તે દેશના કાઉન્ટરો પણ અલગ માલૂમ પડશે. જો આપને પૈસા વટાવવાની જરૂરત હોય તો કાઉન્ટર ઉપર જઈને ડ્રાફ્ટ આપશો એટલે તુરત જ રિયાલ આપી દેશે. ઘરડા માણસો તેમજ ઓરતોનો ડ્રાફ્ટ અહીંયા વટાવી લેવો મુનાસિબ છે, કારણ કે મકકહ મુકર્રમહમાં, ડ્રાફ્ટ વટાવવાની લાંબી વિધિ થાય છે. ત્યાર બાદ આપ નમાઝોનો સમય હોય તો નમાઝ પઢી વખત

બગાડયા વગર, **મદીનતુલ હુજ્જાજ**નાં તે ખૂણે ચાલ્યા જશો, જયાં આપનાં મુઅલ્લિમની બસ આપને લેવા આવશે, એટલે કૂલી તમારો સામાન બસ ઉપર ચઢાવશે, માટે યાદ રાખો કે જે બસમાં, તમારો સામાન ચઢાવવામાં આવે, તે જ બસમાં તમારે બેસવાનું છે. એક બસમાં એક જ મુઅલ્લિમના માણસો હોય છે, તે છતાં કદાચ બે મુઅલ્લિમના માણસો હોય, તો રસ્તામાં જયારે બીજા મુઅલ્લિમના પેસેન્જરો ઉતરતા હોય, ત્યારે એટલો ખ્યાલ રાખશો, કે તમારો સામાન પણ ત્યા ના ઉતરી જાય, કારણ કે જયારે આવું થાય છે, ત્યારે પાછળથી સામાન મળવો મુશ્કિલ થઈ જાય છે.

ખૈર તમે જોશો કે જિદ્દહ ઉતર્યા પછી ઉપરોકત બધી કાર્યવાહી થાય છે, તો તમો એ વખતે પણ, તમારુ ધ્યાન અલ્લાહ તઆલા તરફ મુતવજજેહ રાખશો અને તલ્બિયહ પઢતા જ રહેશો.

## હરમની હદ

આખરે તમો બસમાં સવાર થઈ **"મકકહ મુકર્રમહ"** જવા લાગ્યા. હર મિનિટ તમો **"જિદ્દહ"**થી દૂર અને **"મકકહ મુકર્રમહ"**થી નઝદીક થઈ રહયા છો . જયારે **"મકકહ મુકર્રમહ"** લગભગ ૧૦ કિલોમીટર દૂર હશે ત્યારે તે જગા આવે છે, જયાંથી હરમની હદ શરૂ થાય છે, અને સડકના કિનારે મોટા અક્ષરોએ "هـذا حد الحرم" "હાજા હદદુલ હરમ"(આ હરમની હદ છે) લખેલું દેખાશે, આનાથી નઝદીક **"મકામે હુદયબિયહ"** છે, જયાં કુફફારે મકકહએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને સહાબએ કિરામ (રદિ.)ને ઉમરહ કરવા માટે મકકહ મુકર્રમહ જવાથી રોકી દીધા હતા.

**"મકકહ મુકર્રમહ"**ની ચારેવ દિશામાં, થોડે દૂર સુધીની જમીન હરમ કહેવાય છે, અને દરેક જગાએ તેની નિશાનીઓ લાગેલી છે, આ સરહદોનું અંતર **મકકહ મુકર્રમહ**થી કોઈક તરફ ત્રણ માઈલ છે તો કોઈક તરફ નવ માઈલ અને કોઈક તરફ એનાથી ઓછું વત્તુ છે. આ નિશાનીઓ હઝરત જિબ્રઈલ (અલયહિસ્સલામ)એ, હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)ને બતાવી હતી અને હઝરત ઈબ્રાહીમ

(અલયહિસ્સલામ)એ તે જગાઓ ઉપર નિશાનીઓ લગાવી હતી, પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તે નિશાનીઓ નવેસરથી બનાવડાવી હતી અને ત્યાર બાદ હઝરત ઉમર ફારૂક (રદિયલ્લાહુ અન્હુ), હઝરત ઉસ્માન (રદિયલ્લાહુ અન્હુ), હઝરત મુઆવિયહ (રદિયલ્લાહુ અન્હુ)એ પોત પોતાના ઝમાનામાં તેને નવેસરથી બનાવડાવી હતી. જિદ્દહથી મકકહ મુકર્રમહ જતાં, **"સઉદી હુકૂમતે"** રોડ ઉપર કુર્આન શરીફ મુકવાના રિયાલનો આકાર બનાવેલો છે, જેના નીચેથી ગાડીઓ પસાર થાય છે, ત્યાંથી હરમની હદ શરૂ થાય છે, આ હદોની અંદર શિકાર કરવો કે જાનવરને છેડવું, અથવા તેને તકલીફ પહોંચાડવી,ઘાસ કાપવું, ઝાડ વગેરે કાપવું હરામ છે. ભલે એહરામની હાલતમાં હોય અથવા એહરામની હાલતમાં ના હોય.

એટલું જ નહિ, ગેરમુસ્લિમો માટે આ હદોમાં દાખલ થવાની પણ સખ્ત મનાઈ છે, એટલા માટે તમો જોશો કે, હુદૂદે હરમ શરૂ થવાના બે ત્રણ કિલો મીટર પહેલા "સઉદી હુકૂમતે", પૂરા રોડની પહોળાઈને ઘેરી લે એવું એક મોટું બોર્ડ બનાવેલું છે, ગાડીઓ આ બોર્ડના નીચેથી જ પસાર થાય છે, આ બોર્ડ ઉપર મોટા અક્ષરોએ અરબી તથા અંગ્રેજીમાં લખેલું છે કે "ફકત મુસલ્માનો માટે" એટલે કે, હવે અહીંયાથી આગળ, ફકત મુસ્લિમો જ જઈ શકે છે, અને ગેર મુસ્લિમો માટે, ત્યાંથી એક અલગ રસ્તો કાઢવામાં આવ્યો છે, જે હુદૂદે હરમની બહાર થઈને મકકહ મુકર્રમહ થી આગળ જાય છે.

સન હીજરી ૯માં હજ્જ ફર્ઝ થઈ અને તે જ વર્ષે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત અબૂબક્ર (રદિ.)ને, સહાબાએ કિરામ સાથે, અમીરૂલ હજ્જ બનાવીને મકકહ મુકર્રમહ રવાના કર્યા, જેથી બધાને હજ્જ કરાવે. આ સમય દરમિયાન સૂરએ તવબહ (સુરએ બરાઅત)ની શરૂઆતની ૪૦ આયતો નાઝિલ થઈ, જેમાંથી ૨૮મી આયતનો અર્થ આ છે કે :

" અય ઈમાનવાળાઓ ! મુશ્રિકીન નાપાક છે (અકીદાની રૂએ) એટલા માટે હવે પછીથી, તેઓ મસ્જિદે હરામના નઝદીક ભટકવા ના પામે".

એટલે કે હવેથી તેમની હજ્જ અને ઝિયારત ફકત બંધ નથી પણ

હુદૂદે હરમમાં એમનો પ્રવેશ પણ બંધ કરવામાં આવે છે, જેથી શિર્ક તથા જાહિલિય્યતની ફરીવાર સંભાવના ના રહે. (જો કે હનફી મઝહબ મુજબ કોઈ બિનમુસ્લિમ પ્રવાસી સઊદી હુકૂમત પાસેથી વીઝા લઈને હંગામી (થોડા સમય માટે) પ્રવેશ કરી શકે છે. હા,શર્ત આ છે કે વીઝા આપવી મસ્લિહત વિરૂધ્ધ ન હોય, બાકી હજ્જ–ઉમરહ માટે જવાની કાફિર માટે રજા નથી.)

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તરત જ, હઝરત અલી (રદિ.)ને આ સેવા ઉપર મામૂર કરી, મકકહ મુકર્રમહ રવાના કર્યા, જેથી, તેઓ સૂરએ બરાઅતનું એ'લાન કરે. હઝરત અબૂબક્ર (રદિ.)એ લોકોને હજ્જ કરાવી અને હઝરત અલી મુરતઝા (રદિ.)એ સૂરએ બરાઅતની (૪૦) આયતોનાં હુકમોને હાજીઓનાં આમ ઈજ્તિમાઅમાં પઢીને સંભળાવ્યા, જે પૈકી એક હુકમ આ પણ હતો :

"આ વર્ષ પછી કોઈ મુશ્રિક બયતુલ્લાહમાં દાખલ નહિ થાય, અને કોઈ માણસ નગ્ન હાલતમાં ખાનએ કઅબહનો તવાફ નહિ કરે."

તમો જયારે આ હુદૂદે હરમની પાસે પહોંચો, ત્યારે એમ સમજો કે અમે અહકમુલ હાકિમીનના શાહી દરબારના સહનમાં પગ મુકી રહયા છે અને આ સદ્ભાગ્ય ખૂશ નસીબોને જ પ્રાપ્ત થાય છે, એટલા માટે ઘણી જ વિનમ્રતા અને આશિકાના ચાલ સાથે (ખુલ્લા માથે–પરેશાન હાલ) ખુશૂઅ અને આજીઝીના સાથે પોતાના ગુનાહોની શરમિંદગીની સાથે, તૌબા અને ઈસ્તિગફાર કરતાં કરતાં શૌખ, ડર, મુહબ્બત અને અદબની કૈફિયત પોતાના અંદર પૈદા કરીને દાખલ થશો. અને અલ્લાહથી દુઆ કરશો, કે અય અલ્લાહ આ તમારું અને તમારા રસૂલનું હરમ છે, એમાં જાનવરોને પણ અમન છે, તો એની બરકત અને હુરમતથી મારા ગોશ્ત, પોસ્ત અને પૂરા બદન ઉપર દોઝખની આગ હરામ ફરમાવી દો અને કયામતના અઝાબથી મને અમન અતા ફરમાવો.

اَللّٰهُمَّ اِنَّ هٰذَا حَرَمُكَ ... حَرَمُ ... رَسُوْلِكَ فَحَرِّمْ

لَحْمِيْ ... عَلَى النَّارِ. اَللّٰهُمَّ اٰمِنِّيْ

عَذَابَکَ یَوْمَ تَبْعَثُ عِبَادَکَ وَاجْعَلْنِیْ مِنْ اَوْلِیَائِکَ وَاَهْلِ

طَاعَتِکَ وَتُبْ عَلَیَّ اِنَّکَ اَنْتَ التَّوَّابُ الرَّحِیْمُ

(અલ્લાહુમ્મ ઈન્ન હાજા હરમુક વ હરમુ રસૂલિક, ફ હર્રિમ લહ્‌મી, વ દમી, વ અઝમી, વ બશરી, અલ ન્નારિ. અલ્લાહુમ્મ આમિન્ની, અઝાબક યવ્‌મ તુબ્‌અસુ ઈબાદક વજઅલની, મિન અવલિયાઈક વ અહ્‌લિ તાઅતિક, વ તુબ અલય્ય, ઈન્નક અન્ત ત્તવ્વાબુ ર્રહીમ.)

" અય અલ્લાહ આ તમારું અને તમારા રસૂલનું હરમ છે, તમો (અહીંયાની હાજરીની બરકતથી) મારા ગોશ્ત, મારા લોહી, મારી ચામડી અને મારા હાડકાંઓને દોઝખ ઉપર હરામ કરી આપો અને કયામતના દિવસે પોતાના અઝાબથી મને અમનમાં રાખો. અને મને તમારા દોસ્તો અને ફર્માબરદારોમાંથી બનાવો, અને મારી તૌબા કબૂલ ફરમાવો, બેશક તમો તૌબહ કબૂલ કરનારા, અને રહમ કરનારા છો."

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે અંબિયા (અલયહિમુસ્સલામ) જયારે આ હદમાં દાખલ થતા હતા, ત્યારે ખુલ્લા પગે પગપાળા ચાલતા હતા, અને તવાફ તેમજ બીજી ઈબાદતો પણ, એ જ હાલતમાં કરતા હતા.

*વાસ્તવમાં તો આ હુદૂદે હરમમાં પ્રવેશનો અવસર એક મુસલમાન માટે એટલો ભાગ્યવંત અને બરકતવંત હોય છે કે એ સમયે અઝમત અને નમ્રતાની દરેક સર્વશ્રેષ્ઠ પધ્ધતિ અપનાવવાથી પણ આ પાવન ભૂમિકાનો હક અદા થઈ શકતો નથી. એટલા માટે જો પૂરો રસ્તો પગપાળા ના ચાલી શકાતું હોય તો, થોડીવાર તો જરૂર ચાલો, પણ જો બસ વાળો, રાજી ના હોય, તો એનાથી ઝગડો ના કરવો જોઈએ.*

હવે તમો **"મક્કહ મુકર્રમહ"** તરફ આગળ વધી રહયા છો, અને અલ્લાહનું ઘર નઝદીક આવી રહયું છે, આ દરમિયાન **"તલ્‌બિયહ"** પઢતા રહો. મંઝિલ જેમ નઝદીક આવશે, તેમ તેમ શોખ વધતો જશે, માટે ખૂબ **"તલ્‌બિયહ"** પઢો, અને દિલમાં પણ તેની હાલત જમાવો.

અને જૂઓ, આ **"મક્કહ મુકર્રમહ"**ની ઈમારતો તો, નઝર પણ

આવવા લાગી, એટલે આ દુઆ પઢવા માંડો :

اَلـلّٰهُمَّ اجۡعَلۡ لِّیۡ بِهَا قَرَارًا وَّارۡزُقۡنِیۡ فِیۡهَا لًا. اَللّٰهُمَّ

بَارِکۡ لَنَا فِیۡهَا اَللّٰهُمَّ ارۡزُقۡنَا جَنَاهَا وَحَبِّبۡنَا اِلٰی اَهۡلِهَا وَحَبِّبۡ

صَالِحِی اَهۡلِهَا اِلَیۡنَا.

(અલ્લાહુમ્મજ અલલી બિહા કરારંવ વરઝુકની ફીહા હલાલન. અલ્લાહુમ્મ બારિક લના ફીહા, અલ્લાહુમ્મરઝુકના જનાહા વ હબ્બિબ્ના ઈલા અહ્લિહા વ હબ્બિબ સાલિહી અહલિહા ઈલયના.)

" અય અલ્લાહ મને **મક્કહ મુકર્રમહ**માં ઠેકાણું અતા ફરમાવો અને હલાલ રોઝી આપો. અય અલ્લાહ **મક્કહ મુકર્રમહ**માં અમોને બરકત અતા ફરમાવો, ખુદાયા આ શહેરના મેવા અતા ફરમાવો. અય અલ્લાહ અમોને મકકહવાળાઓની નઝરમાં, અને મકકહવાળાઓને અમારી નઝરમાં પ્યારા બનાવી દો. "

મકકહ મુકર્રમહ જેને કુર્આન શરીફે **"અલ બલદુલ અમીન"**, **"ઉમ્મુલ કુરા"**, અને **"વાદિએ ગૈર જીઝરઅ"**ના નામોથી યાદ કર્યુ છે, અને જેને અલ્લાહનાં રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ "અહબ્બુલ બિલાદ" (બધા શહેરોમાં સૌથી પ્યારૂ) બતાવ્યું છે અને તેનાથી મુહબ્બતના કારણે ફરમાવ્યું કે "જો મુશ્રિકો મને કાઢી ના મુકત, તો હું કદાપી મકકહ મુકર્રમહને ન છોડત".

હવે આપની બસ અલ્લાહના મુકદદસ શહેરમાં દાખલ થઈ રહી છે, એટલે પૂરી એકાગ્રતા સહિત નીચેની દુઆ પઢો :

اَلـلّٰهُمَّ اَنۡتَ رَبِّیۡ وَاَنَا عَبۡدُکَ، جِئۡتُ لِاُؤَدِّیَ فَرۡضَکَ

وَاَطۡلُبَ رَحۡمَتَکَ وَاَلۡتَمِسَ رِضَاکَ مُتَّبِعًا لِاَمۡرِکَ رَاضِیًا

بِقَضَائِکَ.

(અલ્લાહુમ્મ અન્ત રબ્બી વ અના અબ્દુક, જિઅ્તુ લિઉઅદદી ફર્ઝક વ અત્લુબુ રહ્મતક, વ અલ્તમિસુ રિદાક, મુત્તબિઅન લિઅમ્રિક, રાદિયન બિબકાઈક.)

"અય અલ્લાહ, તું મારો રબ છે અને હું તારો બંદો/બંદી છું, તારો ફર્ઝ હજ્જ અદા કરવા માટે આવ્યો/આવી છું અને તારી રજામંદી અને રહમતનો તાલિબ બનીને આવ્યો/આવી છું, તમો મારા માટે, તમારી રહમતના દરવાજા ખોલી આપો અને કિયામતના દિવસે મારા માટે મા'ફી, બક્ષિશ, મુકદર ફરમાવો અને મારી **હજ્જ**ને સહીહ રીતે અદા કરાવી આપો."

(દુઆઓ યાદ ના હોય તો એના ભાવાર્થ પ્રમાણે દરેક દુઆઓ પોતાની ભાષામાં કરવામાં આવે.)

દુનિયામાં ઝમીનની શરૂઆત **મક્કહ મુકર્રમહ**થી થઈ છે. અહિંયાથી જ ઝમીનનો પાયો નંખાયો છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈર્શાદ છે કે ઝમીનની શરૂઆત **મક્કહ મુકર્રમહ**થી થઈ, પછી અલ્લાહ તઆલા તેને ફેલાવતા ગયા, એટલા માટે **મક્કહ મુકર્રમહ**નું નામ **"ઉમ્મુલ કુરા"** (આબાદીઓની અસલ અને જડ) રાખવામાં આવ્યું.

دُحِيَتِ الْأَرْضُ مِنْ مَكَّةَ فَمَدَّهَا اللّٰهُ تَعَالٰى مِنْ تَحْتِهَا فَسُمِّيَتْ

أُمُّ الْقُرٰى (بخاری شریف)

ઉપરોકત રિવાયતના વિવરણમાં હદીષવિદોએ ઉલ્લેખ્યું છે કે પહેલા પૂરી દુનિયામાં ફકત પાણી હતું, પછી જયારે અલ્લાહ તઆલાએ ફાયદાકારક ઝમીન પૈદા કરવાનો ઈરાદો ફરમાવ્યો, તો **મક્કહ મુકર્રમહ**ની સરઝમીનને પાણીના પરપોટાની જેમ જાહેર કરી, અને પછી તેમાંથી નાના નાના પરપોટા ફેલાવીને ઝમીનનો તે મોટો ભાગ બનાવ્યો, જે આજે **ખંડો અને ટાપૂઓ**માં વહેંચાયેલો છે.

**મક્કહ મુકર્રમહ** ઉપર રાત–દિવસ રહમતો વરસતી રહે છે, અને **જન્નતના બધા જ દરવાઝા, મક્કહ મુકર્રમહ** તરફ ખુલ્લા રહે છે અને કિયામત સુધી ખુલ્લા રહેશે.

હદીસ શરીફમાં છે કે, પૂરી ઝમીન ઉપર મક્કહ મુકર્રમહ સિવાય

કોઈ એવું શહેર નથી કે જેના તરફ જન્નતના બધા દરવાઝા ખુલ્લા રહેતા હોય. (મુઅત્તા – મુસ્નદે અહમદ બિન હંબલ)

જયારે આપને આપના મુઅલ્લિમની બસ આપના માટે આપના મુઅલ્લિમ સાહેબે નકકી કરેલ બિલ્ડીંગ પાસે લઈ જશે, તો બસમાંથી ઉતરતાં પહેલાં, આપને મુઅલ્લિમનો માણસ એક પીળો કાર્ડ તેમજ એક પીળો પટ્ટો આપશે.

કાર્ડ ઉપર આપનું નામ,આપ કયાંના રહેવાસી છો ? આપનો પાસપોર્ટ નંબર શું છે ? તેમજ આપની બિલ્ડિંગનો અને આપના રૂમનો નંબર તેમજ આ બિલ્ડિંગ કયા એરયામાં આવેલી છે ? વગેરે વગેરે માહિતી હોય છે. તો એ કાર્ડ પણ જાળવી રાખો.

અને જે પીળો પટ્ટો આપવામાં આવશે એને પણ જાળવી રાખવાનો છે અને હાથમાં પહેરી રાખવાનો છે, એ પટ્ટા ઉપર આપના મુઅલ્લિમનો નંબર, તેમનું નામ તથા પુરું એડ્રેસ અને ટેલીફોન નંબરો લખેલા હોય છે. જો હાજી **મક્કહ મુકર્રમહ** વગેરેમાં ખોવાઈ જાય તો આ પટ્ટા ઉપરથી એમને એમના રૂમ ઉપર પહોંચાડી આપવામાં આવે છે.

અઠવાડિયા પછી આપને ઈકામાનો એક વધુ કાર્ડ આપવામાં આવશે. જેમાં આપની પૂરેપૂરી માહિતી હોય છે, અને આપ **"મક્કહ મુકર્રમહ"** તથા **"મદીનહ મુનવ્વરહ"** જઈ શકો છો, એની પરવાનગી હોય છે, હા, તમે **''જિદ્દહ''** નથી જઈ શકતા, એના માટે તમારે મુઅલ્લિમની ઓફિસે જઈને બીજો અલગ કાર્ડ બનાવવાનો હોય છે. ખૈર તો આ ઈકામાનો કાગળ પણ સાચવી રાખવો જરૂરી છે.

## મસ્જિદે હરામમાં દાખલો

**"બયતુલ્લાહ શરીફ"**ની ચારેવ બાજુ જે અઝીમુશ્શાન ઈમારત બનેલી છે તેને **"મસ્જિદે હરામ"** કહે છે અથવા એમ પણ કહી શકાય, કે ''બયતુલ્લાહ શરીફ''ની મસ્જિદનું નામ **"મસ્જિદે હરામ"** છે, અને **"બયતુલ્લાહ શરીફ" "મસ્જિદે હરામ"**'ના વચ્ચોવચ છે. જે દુન્યામાં સૌથી પહેલું ઈબાદતખાનું છે, જેના તરફ નમાઝમાં સિજદહ કરવામાં આવે

છે. કઅબહનો અર્થ ઊંચી જગાનો થાય છે, કઅબહ ઝમીનના ઉપર છે એટલા માટે, અથવા એના મરતબાના ઊંચા હોવાના કારણે, એને કઅબહ કહેવામાં આવે છે.

મુઅત્તા ઈમામ માલિક (રહ.)ની અરબી શરહમાં **કઅબહ**ની તા'મીરના મુતઅલ્લિક આવ્યું છે કે મશ્હૂર કૌલના મુતાબિક, સૌથી પહેલાં કઅબહની તા'મીર હઝરત આદમ (અલયહિસ્સલામ)ની પૈદાઈશથી ૨૦૦૦ વર્ષ પહેલાં, ફરિશ્તાઓએ કરી છે. પરંતુ અમુક સંશોધકોનું કહેવું છે કે એ તા'મીર તો બીજા વખતની તા'મીર હતી, અલ્લાહ તઆલાના હુકમ **''કુન''**થી તેની સર્વપ્રથમ તા'મીર થઈ હતી, જેમાં ફરિશ્તાઓનો કોઈ દખલ ન હતો.

ખૈર, તો વાત એ ચાલી રહી હતી કે બસ તમોને મુઅલ્લિમના મકાન સુધી પહોંચાડી આપશે, હવે સારું આ છે કે, આપનો સામાન ઉતારી, વુઝુ ના હોય તો વુઝૂ કરી, તે જ વખતે **''મસ્જિદે હરામ''** તરફ, **''તલ્બિયહ''** પઢતાં પઢતાં, આગળ વધો, અને **''મસ્જિદે હરામ''**માં **''બાબુસ્સલામ''** (સલામ ગેટ) કે જે **''સફા મરવહ''**ની વચમા લીલી લાઈટોની નઝદીક છે, ત્યાંથી દાખલ થાઓ, અને જો ઉમરહનો એહરામ હોય તો **''બાબુલ ઉમરહ''**થી દાખલ થાઓ, અને જો ભીડ વગેરે હોય, તો તમો કોઈ પણ દરવાજેથી દાખલ થઈ શકો છો. પ્રવેશતી વખતે :

بِسْمِ اللّٰهِ وَالصَّلٰوةُ وَالسَّلَامُ عَلٰى رَسُوْلِ اللّٰهِ.

''બિસ્મિલ્લાહી, વ સ્સલાતુ વ સ્સલામુ, અલા રસૂલિલ્લાહ''

(અલ્લાહનું નામ લઈ દાખલ થાઉ છું, અને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર દુરૂદ મોકલું છું) પઢી જમણો પગ મસ્જિદે હરામમાં મૂકો, પછી આ દુઆ પઢો :

رَبِّ اغْفِرْ لِىْ وَافْتَحْ لِىْ اَبْوَابَ رَحْمَتِكَ.

''રબ્બિગ્ફિરલિ વફ્તહ લિ અબવાબ રહ્મતિક''

(અય મારા રબ, મારા ગુનાહોને માફ ફરમાવો અને મારા માટે

તમારી રહમતના દરવાઝા ખોલી આપો)

હવે નજર નીચી રાખીને આગળ વધો, કારણ કે તમારે "કઅબતુલ્લાહ" સુધી પહોંચવાનું છે, તહિય્યતુલ મસ્જિદ પઢવાની નથી કારણ કે, મસ્જિદે હરામની તહિય્યતુલ મસ્જિદ **"કઅબતુલ્લાહ"**નો તવાફ કરવું છે. લગભગ ૨૦૦ કદમ વરંડામાં ચાલવા પછી તમો **"મસ્જિદે હરામ"**ના સહેનમાં આવશો, હવે નજર ઉઠાવો, ઉઠાવતાં જ આપની નજર સીધી **"કઅબતુલ્લાહ"** ઉપર પડશે, **"કઅબતુલ્લાહ"** ઉપર પડનારી આ તમારી પહેલી નજર હશે, જે દુઆ કબૂલ થવાની ખાસ ઘડી છે, માટે કઅબતુલ્લાહ ઉપર નજર જમાવી આપો, અને ઉભા રહીને, પહેલાં ત્રણ વખત નીચે મુજબ દુઆ પઢો :

اَللّٰهُ اَكْبَرُ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ

(અલ્લાહુ અકબર લા ઈલાહ ઈલ્લલ્લાહ)

اَللّٰهُ اَكْبَرُ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ

(અલ્લાહુ અકબર લા ઈલાહ ઈલ્લલ્લાહ)

اَللّٰهُ اَكْبَرُ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ

(અલ્લાહુ અકબર લા ઈલાહ ઈલ્લલ્લાહ)

દુઆના બદલે, તકબીરે તશ્રીક પણ પઢી શકાય છે, જે આ પ્રમાણે છે :

اَللّٰهُ اَكْبَرُ اَللّٰهُ اَكْبَرُ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ، اَللّٰهُ اَكْبَرُ، وَلِلّٰهِ الْحَمْدُ

અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, લા ઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર,વલિલ્લાહિલ હમ્દ

ત્યાર પછી **"તલ્બિયહ"** પઢો, દુરૂદ શરીફ પઢો, અને હાથ ઉઠાવીને આ દુઆ પઢો. (હાથ ફકત આ દુઆમાં જ ઉઠાવવાના છે, પાછળથી તમો જયારે જયારે પણ કઅબતુલ્લાહની ઝિયારત કરો, દુઆમાં હાથ ઉઠાવશો નહિ.) દુઆ નીચે પ્રમાણે છે.

اَللّٰهُمَّ زِدْ هٰذَا الْبَيْتَ تَشْرِيْفًا، وَّتَعْظِيْمًا، وَ تَكْرِيْمًا، وَ
مَهَابَةً، وَزِدْ مَنْ شَرَّفَهُ مِمَّنْ حَجَّهُ أَوِ اعْتَمَرَهُ تَشْرِيْفًا، وَ تَكْرِيْمًا
وَ تَعْظِيْمًا وَ بِرًّا. اَللّٰهُمَّ أَنْتَ السَّلَامُ وَمِنْكَ السَّلَامُ فَحَيِّنَا رَبَّنَا
بِالسَّلَامِ.

(અલ્લાહુમ્મ ઝિદ હાઝલ્બય્ત, તશરીફન તઅ્ઝીમન વ તકરીમન વ મહાબતન ઝિદ મન શર્રફહુ મિમ્મન હજજહુ વ એઅ્તમરહુ તશ્રીફવ વ તકરીમવં વ તઅઝીમવ વ બિર્રન. અલ્લાહુમ્મ અન્ત સ્સલામ વ મિન્ક સ્સલામ ફહય્યિના રબ્બના બિસ્સલામ.)

" અય અલ્લાહ આ ઘરની શરાફત, અઝમત, અને બુઝુર્ગીને વધારો, અને જે માણસ હજ્જ અને ઉમરહ કરી એની શરાફત, અઝમત દિલમાં રાખતો હોય, તેની શરાફત, કરામત, અને ભલાઈ વધારો. અય અલ્લાહ આપનું નામ સલામ છે, અને આપના તરફથી જ સલામતી મળી શકે છે, બસ અમોને સલામતી સાથે જીવતા રાખો."

(યાદ રાખો જયાં જયાં દુઆઓ લખી છે જો તે દુઆઓ ના આવડતી હોય, તો પોતાની ભાષામાં દુઆ માંગો )

ત્યાર પછી, પેટભરીને અદબ અને શુક્રના સાથે, પોતાની ખૂશકિસ્મતી ઉપર ઝૂમી ઉઠીને, એકદમ આજિઝીની સાથે, દીનો–દુન્યાની જાઈઝ અને નેક તમન્નાઓ, પૂરી થવાની દુઆ કરો, કારણ કે આ તમારી દુઆ કબૂલ થવાની ઘડી છે અને દુઆ કબૂલ કરનારનું ઘર તમારા સામે છે, જે કંઈ માંગવું હોય તે માંગી લો, અલ્લાહ રબ્બુલ ઈઝઝત, આ ટાઈમે માંગેલી દુઆ રદ નથી કરતા.

આ સમયે, અને આ જગાએ, દુઆ કબૂલ થાય છે. હદીસ શરીફમાં છે કે "બયતુલ્લાહ" ઉપર પ્રથમ નઝર પડતાં જ જે દુઆ કરવામાં આવે, તે કબૂલ થાય છે. માંગવામાં કંજુસાઈથી કામ ના લો, બલ્કે પોતાના માટે, પોતાના સગાઓ માટે, પોતાના દોસ્તો માટે, પોતાના મુહસિનો માટે, આમ

મુસલમાનો માટે, દુઆઓ માંગો.

અને શાંતિથી દુઆ માંગી શકો, તે માટે બુઝુર્ગોનું કથન છે કે ''હરમ શરીફ''માં નઝર જુકાવીને ચાલો, અને સારી સુકૂનવાળી એવી જગા મળી જાય કે જયાંથી, ''કઅબતુલ્લાહ'' સારી પેઠે દેખી શકાય, ત્યાં ઉભા રહી દુઆ કરો.

અને એટલા માટે જ, આપને નસીહત કરવામાં આવે છે, કે પહેલાથી તૈયારી કરીને આવો, કે જયારે મારી પહેલી નઝર ''કઅબતુલ્લાહ'' ઉપર પડશે, ત્યારે મારે, મારા રબથી શું દુઆઓ માંગવી છે. જયાં સુધી આપની નઝર બંધ નહિ થાય, ત્યાં સુધીની દુઆઓ ચોકકસ કબૂલ થશે. માણસ જયારે પહેલ વહેલો ''કઅબતુલ્લાહ''ને જુએ છે, તો એના ઉપર અજીબ પ્રકારની હૈબત છવાય જાય છે, અને આંખ જલ્દી ઝપકાય જાય છે.

સૌથી મહત્વની દુઆ આ છે : **''અય અલ્લાહ મને હિસાબ કિતાબ વગર જન્નતમાં દાખલો નસીબ ફરમાવો,''**

**અને આ દુઆ પણ મુસ્તહબ છે :**

اَعُوْذُ بِرَبِّ الْبَيْتِ مِنَ الدَّيْنِ، وَالْفَقْرِ، وَمِنْ ضِيْقِ الصَّدْرِ، وَعَذَابِ الْقَبْرِ.

(અઉઝુ બિરબ્બિલ બયિત મિનદદયનિ વલ ફક્રિ વ મિન દીકિસ્સદરિ વ અઝાબિલ કબરિ.)

''હું પનાહ માંગુ છું આ ઘરના રબની, કર્ઝ, મોહતાજી, તંગદિલી અને કબ્રના અઝાબ થી.''

**અલહમ્દુલિલ્લાહ દિલની મુરાદો પૂરી થઈ, ઝિંદગીભરની દુઆઓનું મરકઝ, અને આ રૂએ ઝમીન ઉપર અલ્લાહ રબ્બુલઈઝઝતનું બનેલું સૌથી પહેલું ઘર, અત્યારે આંખોની સામે છે. અત્યાર સુધી જેને ખ્યાલોમાં ચુમ્યું હતું, અને જેને સ્વપ્નોમાં જોયું હતું, જેને ફોટાઓમાં નિહાળ્યું હતું, ઓ હાજીઓ તમારી શું ખૂશકિસ્મતી! કે આજે તે તમારી આંખોની સામે છે.**

આ દુનિયામાં આપણી આંખોથી અલ્લાહ તઆલાને નથી જોઈ શકતા, તો તેના ઘરને જોઈ લેવું એ ઘણી મોટી નેઅ્મત છે.

**આ જ ઘરની ઉપર સાતમાં આસ્માને "બયતુલ મઅમૂર" છે, જેનો ફરિશ્તાઓ તવાફ કરે છે. અને અહિં દુનિયામાં મોમિન બંદાઓ "કઅ્બહ શરીફ"નો તવાફ કરે છે.**

**"કઅબહ શરીફ"**, "બયતુલ મઅ્મૂર"ના નીચે છે. ત્યાંના રહેવાવાળા ત્યાં તવાફમાં લાગેલા છે, અને ઝમીન પર વસવાટ કરનારા બંદાઓ અહીંયા તવાફમાં લાગેલા છે. મુસન્નફ અ.ર્રઝઝાક માં છે કે કઅ્બહ શરીફ બયતુલ મઅ્મૂરના નીચે છે.

અરે ઓ ખૂશકિસ્મતો, જરા આંખ ઉઠાવીને તમારી આજુ બાજુ તો જુઓ, કે દુન્યાના ખૂણે ખૂણાના લોકો, એક આકાના હુઝૂર અદબથી ઉભેલા છે, બધાની પેશાની એક જ ચોખટ ઉપર સિજદહ કરી રહી છે, બધાનું રૂખ એક જ ઘરની તરફ છે, અમનના આ શહેરમાં દુન્યાભરના મુસલમાનોનો, જાણે દરિયો વહી રહયો છે અને તેમાં અલગ અલગ કૌમો, નસલો, અલગ અલગ દેશોના લોકો, મોજાંઓ સ્વરૂપ તરી રહયા છે.

**જેનું નામ તસ્બીહના જેમ, નાનપણથી જ, દરેક મુસ્લિમની ઝુબાન ઉપર જારી રહે છે, જેને જોવાનો શોખ, જન્નતની જેમ, દરેક મુસલમાનને રહે છે, જે દરેક મુસ્લિમ માટે ઈમાની અને દીની વતન છે, જેની કશિશ, (ચુંબકીય તાકત) દરેક ઝમાનામાં હઝારો માઈલ દૂર દૂર થી, પહાડોના આડા અવળા રસ્તાઓથી, એના ચાહકોને બળપૂર્વક ખેંચતી રહી છે. તે મસ્જિદે હરામમાં આપ ઉભા છો. આજ બયતુલ્લાહ છે, જેના તરફ હઝારો માઈલ દૂરથી તમો નમાઝ પઢતા રહયા છો અને જેના તરફ નમાઝમાં મોઢું કરવું ફર્ઝ છે, જુઓ તો ખરા! આજે આપણી નજરો સામે છે, આપણા અને તેના દરમિયાન થોડાક જ મીટરોનું અંતર છે, આપણે તેના ગિલાફને પકડી શકીએ છીએ અને આંખોથી લગાવી શકીએ છીએ, એની દીવાલોને વળગી શકીએ છીએ, ઝિંદગીભર મોટી મોટી ઈમારતો**

**ઘણી જોઈ, અને બેહતરીન બંગલાઓ જોયા, પણ આ એક સાદા, ચોખંડા ઘરમાં, અલ્લાહ જાણે શું હુસ્ન, ખૂબસૂરતી તથા દિલકશી છે, કે આંખોમાં વસતું જ જાય છે! અને દિલમાં ઉતરતું જ જાય છે! કોઈ રીતે નઝરમાં સમાતું નથી, બસ દિલ ચાહે છે, કે જોતા જ રહીએ, એને જોવું દિલની ખૂશી, આંખોનું નૂર, રૂહની ગિજા, અને નઝરની ઈબાદત છે, દિલની અશુધ્ધિ એનાથી દૂર થાય છે, દિમાગની થકાવટ દૂર થાય છે, અલ્લાહ તઆલાએ અજીબો ગરીબ નેઅમત અતા ફરમાવી છે, તમો આ બધું સ્વપ્ન ના સમજતા! અને ઝિંદગીની આ સૌથી બાબરક્ત ઘડીઓ ગફલતમાં ના ગુજારતા! માંગો ખૂબ માંગો, આપનારાએ ખૂદ આપવાનો વાયદો કર્યો છે.**

*એક ખાસ મશ્વેરો આ છે કે, હજ્જમાં ઝબરદસ્ત ભીડના કારણે, તેમજ નવી જગાઓ, નવા રસ્તાઓના કારણે, લોકો પોતાના માણસોથી વિખુટા પડી જવાથી ઘણા જ પરેશાન થાય છે, માટે તવાફ કે સઈ કરતાં પહેલાં, કોઈ એક જગા* ***(જેમકે ઝમઝમનો કુવો)****નક્કી કરી લો, કે અમારામાંથી કોઈ વિખુટો પડી જાય, તો તે આ જગાએ આવીને ઉભો થઈ જાય, અને અમારા આવતા સુધી રાહ જૂએ, અમો તેને શોધવા માટે અહીંયા જ આવીશું.*

અલ્હમ્દુ લિલ્લાહ દુઆ સારી રીતે થઈ ગઈ, હવે આપે "અહમદાબાદ" અથવા "મુંબઈ"થી "ઉમરહ"નું એહરામ બાંધ્યું હતું, એટલે તવાફ કરવાનો છે, તો જેટલું શકય હોય એટલું "કઅબતુલ્લાહ" તરફ આગળ વધો, પણ જો ભીડ હોય તો ધકકા મુકકી કરી આગળ વધવાની જરા પણ કોશિશ ના કરશો. જયાંથી શકય હોય ત્યાંથી જ આપે તવાફ કરવાનો છે.

## તવાફ

"તવાફ"નો અર્થ છે કોઈ વસ્તુની ચારેવ બાજુ ચકકર લગાવવો અને હજ્જના બયાનમાં તવાફનો શબ્દ આવે એનો અર્થ આ છે, કે

''કઅબતુલ્લાહ''ની ફરતે સાત વખતે એક ખાસ રીતે ચકકર મારવા.

સન હિજરી ૮, ફત્હે મકકહથી લઈને, આજ સુધી એક સેકન્ડ પણ એવી નથી ગઈ, કે ''મતાફ'' (તવાફ કરવાની જગા, ફર્ઝ નમાઝોના સિવાય) ખાલી રહયો હોય.

**તમે જોશો, કે હાજીઓની ભીડ છે, અને ''બયતુલ્લાહ''ની ચારેવ બાજુ તવાફ કરવાવાળાઓના ચક્કરો ચાલુ છે, કાળા ગિલાફની ચારેવ બાજુ સફેદ કપડાવાળા માણસોના ચક્કર લગાવવાનો મંઝર, એવો દેખાય છે, કે જાણે ''કઅ્બતુલ્લાહ''ની ચારેવ બાજુ, દૂધની એક નહેર વહી રહી હોય! તમારે પણ માણસોના આ વહેતા દરિયામાં વહેતું થવાનું છે, પણ ગમે ત્યાંથી જોડાવવાનું નથી, એના માટે એક ખાસ રીત છે, અને જોડાવા માટે એક જગા પણ નક્કી છે.**

''તવાફ'' શરૂ કરવાની જગા તો ''હજરે અસ્વદ'' છે, એટલે કે આપના ''તવાફ''ની શરૂઆત ''હજરે અસ્વદ''થી થશે. માટે **''કઅ્બતુલ્લાહ''**માં જયાં ''હજરે અસ્વદ'' લાગેલો છે, પહેલાં તે ખુણા તરફ પહોચવાની કોશિશ કરો.

**'' સઊદી હુકૂમતે''**, હાજી સાહેબોની સહૂલત માટે, જે જે ફેસીલીટીઓ કરી છે (અલ્લાહ તઆલા એમની ખિદમતોને કબૂલ ફરમાવે, અને તમામ હાજીઓ તરફથી પોતાની શાયાને શા'ન બદલો ઈનાયત ફરમાવે. આમીન)તેમાંની એક ફેસીલીટી આ પણ છે કે, જે તરફ ''હજરે અસ્વદ'' લાગેલો, છે ,તે ખૂણામાંથી પથ્થરની એક કાળી પટ્ટી બહાર કાઢેલી છે, જે ઘણા જ દૂર સુધી બનાવેલી છે, એટલે તવાફ કરવા વાળો / વાળી, ''હજરે અસ્વદ''થી ગમે તેટલો/ તેટલી દૂર હોય, અને ગમે તેટલી ભીડ હોય, છતાં તેને ખબર પડી જ જાય છે કે હું ''હજરે અસ્વદ''ની સામે આવી ગયો / આવી ગઈ છું, જેથી એ ''હજરે અસ્વદ''ને ''ઈસ્તિલામ'' કરી શકે અને પોતાનો આગલો ચકકર શરૂ કરી શકે.

તો તમે પણ ત્યાં આવી જાઓ, જયારે તમે કાળી પટ્ટી પાસે આવી જાઓ, તો પટ્ટીથી થોડેક દૂર (લગભગ અર્ધો ફૂટ) ડાબી બાજુ બયતુલ્લાહ

તરફ મોઢું કરીને ઉભા થઈ જાઓ, તમે જયારે આવું કરશો, ત્યારે "હજરે અસ્વદ" તમારા જમણા ખભા તરફ, ખભાથી બહાર હશે, અને તમો પેલી લગાવેલી પટ્ટીથી ડાબી બાજુ પૂરા બહાર હશો.

હવે તવાફ કરવાની જે રીત છે, તેની તૈયારી કરી લો, સૌ પહેલા તો તમો છેલવેલ્લા **"તલ્બિયહ"** પઢી લો, જે તમે એહરામ બાંધ્યું છે ત્યારથી પઢતા આવ્યા છો, અને હવે પછી આપને **"તલ્બિયહ"** પઢવાની નથી, કારણકે, તવાફ શરૂ કરતાંની સાથે જ, એનો ટાઈમ પૂરો થઈ જાય છે, ત્યાર પછી **"ઈજ્તિબાઅ્"** કરો, એટલે કે જમણા ખભાની નીચેથી ચાદર કાઢીને, ડાબા ખભા ઉપર નાખી દો, (ઓરતો માટે ઈજતિબાઅ નથી) હવે **"તવાફ"**ની નિય્યત કરો, નિય્યત ઘણીજ જરૂરી છે, વગર નિય્યતે તવાફ થશે જ નહિ.

اَللّٰهُمَّ اِنِّیْ اُرِیْدُ طَوَافَ بَیْتِكَ الْحَرَامِ ، سَبْعَةَ اَشْوَاطٍ لِلّٰهِ

تَعَالٰی، فَیَسِّرْهُ لِیْ وَتَقَبَّلْهُ مِنِّیْ.

(અલ્લાહુમ્મ ઈન્ની ઉરીદુ તવાફ બયિતકલ હરામિ, સબ્અત અશ્વાતિન લિલ્લાહિ તઆલા, ફ યસ્સિરહુ લી, વ તકબ્બલહુ મિન્ની.)

" અય અલ્લાહ હું તમારા બયતુલ હરામના, સાત ચકકરોના તવાફની નિય્યત કરું છું, ફકત તમારી ખૂશ્નૂદી અને રઝામંદીના ખાતર. તમો એને મારા માટે આસાન કરી દો અને કબૂલ ફરમાવો."

હવે જમણી બાજુ એટલું હટો કે તમારા પગ પેલી પટ્ટી ઉપર આવી જાય, અને **"હજરે અસ્વદ"** તમારી સામે થઈ જાય, અને આ દુઆ પઢો :

بِسْمِ اللّٰهِ اَللّٰهُ اَكْبَرُ ، وَلِلّٰهِ الْحَمْدُ

" બિસ્મિલ્લાહિ અલ્લાહુઅકબર વ લિલ્લાહિલ્હમ્દ"

(શરૂ કરું છું અલ્લાહના નામથી, અલ્લાહ સૌથી મોટો છે, અને બધા વખાણ અલ્લાહના માટે જ છે.)

ઉપરોકત દુઆની સાથે સાથે તમો પોતાના બંને હાથ એ પ્રમાણે ઉઠાવો, જે પ્રમાણે નમાઝમાં (એટલે કે કાન સુધી) ઉઠાવવામાં આવે છે.

(યાદ રાખો આ એક જ વખતે તમારે હાથ કાનો સુધી ઉઠાવવાના છે, જેવી રીતે કે નમાઝમાં ફકત ''તકબીરે તહરીમહ'' વખતે જ હાથ ઉઠાવવામાં આવે છે.પછીના કોઈ પણ ચકકરમાં, તમારે હાથ કાનો સુધી ઉઠાવવાના નથી, ઘણા માણસોને તમે જોશો, કે તેઓ દરેક ચકકર વખતે કાનો સુધી હાથ ઉઠાવે છે, તો તમે પણ દેખાદેખી એવું ના કરતા.)

પછી હાથ છોડી દેવાના છે, એટલે કે નીચા કરી લો અને હજરે અસ્વદને બોસો (ચુંબન) આપો.

બોસાની રીત આ છે કે, બંને હાથ હજરે અસ્વદ ઉપર એ પ્રમાણે મુકો, જેવી રીતે સિજદહની હાલતમાં ઝમીન ઉપર મુકવામાં આવે છે, અને બંને હથેળીઓની વચમાં મોઢું રાખીને હજરેઅસ્વદને અદબના સાથે બોસો આપો.આને જ ઈસ્તિલામ કહે છે.

હજરે અસ્વદ પર ખુશ્બૂ લગાડેલી હોય છે, માટે જો તવાફ કરનાર હાલતે એહરામમાં હોય તો હાલતે એહરામમાં ખુશ્બૂ મના હોવાથી હજરે અસ્વદને બોસા ના આપો પણ હાથોથી ઈશારો કરીને હાથોને બોસો આપે.

હજરે અસ્વદ જન્નતી યાકૂતનો એક પથ્થર છે, તેના નૂરને અલ્લાહ તઆલાએ ખત્મ કરીને દુનિયામાં ઉતાર્યો હતો, જો તેના નૂરને ખતમ કરવામાં ના આવ્યું હોત તો પૂર્વ –પશ્ચિમ તેની રોશનીથી રોશન થઈ જાત.(ઈજાહ) જે વખતે તેને ઉતારવામાં આવ્યો હતો, તે દૂધથી વધારે સફેદ હતો, પરંતુ આદમની અવલાદના ગુનાહઓએ તેને કાળો કરી નાખ્યો. (મિશ્કાત)

હજરે અસ્વદના ઈસ્તિલામની આ ખૂબી છે કે, તે કુદરતી તૌર પર ઈસ્તિલામ કરવાવાળાના ગુનાહને ચૂસી લે છે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈર્શાદ છે કે, ''રૂકને યમાની'' અને હજરે અસ્વદને ટચ (હાથ લગાવવો) કરવું ગુનાહોને મુઆફ કરી દે છે. (તિરમિઝી શરીફ વગેરે)

એક હદીસમાં છે કે જયાં સુધી હજરે અસ્વદ અને મકામે ઈબ્રાહીમને ઊઠાવી લેવામાં નહી આવે ત્યાં સુધી, કિયામત કાયમ નહી થાય. (કન્ઝુલ ઉમ્માલ હદીષ નંબર ૩૪૭૧૨)

કિયામતના દિવસે આ બંને પથ્થરો એવી હાલતમાં ઉઠાવવામાં

આવશે કે, એમને બે ઝુબાનો, બે આંખો, બે હોઠ હશે, અને તેઓ ઈસ્તિલામ કરવાવાળાના હકમાં ગવાહી આપશે અને શિફારિશ કરશે.

એક હદીસમાં આ પણ છે કે હજરે અસ્વદને ઈસ્તિલામ કરવાવાળો અલ્લાહ રબ્બુલ ઈઝઝતથી મુસાફહો કરી રહયો છે. (ઈબ્નેમાજહ)

અમુક હદીસોમાં આવ્યું છે કે, દુનિયામાં હજરે અસ્વદ અલ્લાહ તઆલાનો હાથ છે, એટલે જે માણસ એને બોસો આપશે અથવા પકડશે, તો એ માલિકે હકીકી જલ્લ મજ્દુહુથી મુસાફહો અને મુલાકાત કરવા સમાન છે.(અત્તરગીબ વત્તરહીબ ૧૯૪/૨)

હઝરત ઉમર ફારૂક (રદિ.)એ એક વખતે હજરે અસ્વદને બોસો આપતાં આપતાં ફરમાવ્યું હતું : " બેશક હું જાણું છું કે તુ ફકત એક પથ્થર જ છે, જે ન તો કોઈને ફાયદો પહોંચાડી શકે છે, અને ન તો નુકસાન, જો મેં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને તને બોસો આપતાં ના જોયા હોત તો હું પણ તને કદી બોસો ના આપત!"

હઝરત ઉમર ફારૂક (રદિ.)ના શબ્દોથી આ વાત બિલ્કુલ સાફ થઈ જાય છે કે મુસલમાન ફકત અલ્લાહની જ ઈબાદત કરે છે, બીજા કોઈની નહિ. મુસલમાન હજરે અસ્વદને બોસો આપે છે, તે પણ ઈત્તિબાએ સુન્નતમાં જ આપે છે, મુસ્લિમો પથ્થરને કોઈ અહ્મિયત નથી આપતા.

(આ વાત ખાસ ધ્યાનમાં રાખો, કે હજરે અસ્વદને બોસો આપવો સુન્નત છે, અને કોઈ મુસલમાનને તકલીફ પહોંચાડવી હરામ છે, માટે ધકકા મુકકી કરી, કમઝોરોને હટાવી, સુન્નતને અદા કરવા જતાં, હરામ કૃત્ય કરવાથી બચશો! એનો ગુનોહ ઘણો મોટો છે, આ પ્રમાણેના કામો કરીને લોકોમાં ફખ્ર સાથે વર્ણન કરવામાં આવે છે કે અમને હજરે અસ્વદને બોસો આપવાનો મોકો મળ્યો, પરંતુ, ખરેખર તો સવાબની જગાએ ગુનાહ વહોરીને આવ્યા છે, તેનું ઘણા પુરૂષો અને સ્ત્રીઓને ભાન નથી હોતું, સાથે સાથે મસ્જિદે હરામના અદબમાં પણ ખલલ પડે છે.)

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત ઉમર (રદિ.)ને ખાસ તાકીદ ફરમાવી હતી, કે જુઓ તમો તાકતવર માણસ છો, હજરે અસ્વદને ઈસ્તિલામ આપવામાં લોકોથી ધકકા મુકકી ના કરતા, જગા

હોય તો બોસો આપશો, નહિ તો દૂરથી ઈસ્તિલામ કરી લેશો.

(સુર્ય ઉગ્યા બાદ અને ઝુહ્રના અર્ધો કલાક બાદ, કા'બા શરીફમાં તથા મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં ભીડ ઓછી હોય છે. એ જ પ્રમાણે ઈશાના ચાર પાંચ કલાક પછી મકકહ શરીફમાં અને અડધા કલાક બાદ મદીના શરીફમાં, ભીડ ઓછી હોય છે, તે વખતે તવાફ અને સલાતો સલામમાં રાહત રહે છે.)

જો ભીડના કારણે ''હજરે અસ્વદ'' સુધી પહોંચવું અને બોસો આપવો શકય ના હોય તો પોતાની જગાએ જ ઉભા રહી બંને હથેળીઓ હજરે અસ્વદ તરફ ઉચી કરો અને એવો ખ્યાલ જમાવો, કે જાણે તમે ''હજરે અસ્વદ'' ઉપરજ બંને હથેળીઓ મુકી છે, પછી બંને હથેળીઓને ચૂંમી લો, જે ''હજરે અસ્વદ''ને ચુંબવા બરાબર છે.(આપના ખભાની ઉચાઈના સામે જ હજરે અસ્વદ છે, માટે તમારે પણ હાથ એટલા જ ઉચા કરવાના છે, કાનો સુધી ઉઠાવવા નહિ.)

અત્યાર સુધી આપ ''હજરે અસ્વદ'' તરફ મોઢું કરીને ઉભા હતા, હવે જમણી બાજુ ફરી જાઓ જે તરફ ''કઅ્બતુલ્લાહ''નો દરવાજો છે અને તવાફ કરવાનું (ચાલવાનું) શરૂ કરી આપો.''કઅ્બતુલ્લાહ'' થી તમો ગમે તેટલા દૂર હોય અને ''ઝમઝમનો કુવો'' વગેરે પણ વચમાં આવી જતો હોય, તો પણ કોઈ હરજ નથી, આપનો તવાફ થઈ જશે.

એક વાત યાદ રાખો કે ''બયતુલ્લાહ''ની ઉત્તર દિશાએ, **''બયતુલ્લાહ''**થી અડીને જ, ઝમીનનો અમુક ભાગ છે, જેને અંગ્રેજીના યુ, શકલમાં બનાવેલો છે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની નબુવ્વત પહેલાં, કુરૈશે ખાનએ કઅબહના બાંધકામનો ઈરાદો કર્યો અને બધા એ વાત ઉપર મુત્તફિક થયા કે, હલાલ માલથી જ એનું બાંધકામ કરવામાં આવે. માલ ઓછો હોવાના કારણે, ઉત્તર દિશાએ, બયતુલ્લાહમાંથી લગભગ છ શરઈ ગઝનો ભાગ છોડી દેવામાં આવ્યો હતો, આ છોડેલા ભાગને હતીમ કહેવામાં આવે છે, આ ભાગને તવાફમાં શામિલ કરવું જરૂરી છે.

જો આ ભાગમાં નમાઝ પઢવાનો મૌકો મળે તો જરૂરથી પઢી લેશો, એ એમ જ ગણાશે કે આપે બયતુલ્લાહની અંદર નમાઝ પઢી.

અલ્લાહના ફઝલો કરમથી દર વર્ષે હાજીઓની સંખ્યામાં વધારો જ થતો રહે છે, હજ્જથી ૩–૪ દિવસ પહેલાં અને હજ પછી **તવાફે ઝિયારત**માં, ઘણી ભીડ થઈ જાય છે, એટલા માટે **"સઊદી હુકૂમતે"**, મસ્જિદે હરામના બધા જ સહેનનો, મતાફ (તવાફ કરવાની જગા)માં સમાવેશ કરી લીધો છે. આ વધારેલી જગામાં તવાફ કરવાનો એટલો જ સવાબ છે, જેટલો જૂના મતાફમાં તવાફ કરવાનો છે, હા, જો ભીડ ઓછી હોય, તો જૂના ''મતાફ''માં તવાફ કરવાની કોશિશ કરવી જોઈએ.

મતાફમાં સુફેદ કિમ્યાવી પથ્થરો લગાવવામાં આવ્યા છે, એવી જ રીતે બીજા માળના ધાબા ઉપર(છેલ્લા ધાબા ઉપર પણ) એવા જ પથ્થરો લગાવવામાં આવ્યા છે.એ પથ્થરોની ખાસિયત એ છે કે ગમે તેટલી ગરમી અને તડકો હોય એ પથ્થરો ગરમ થતા નથી અને ઠંડા રહે છે, પરિણામે સખત ગરમી અને તાપમાં પણ લોકો ઈત્મીનાનના સાથે તવાફ કરે છે અને નમાઝો પણ પઢે છે. અલ્લાહ તઆલા ''સઉદી હુકૂમત''ને આવો અનોખો ઈન્તિઝામ કરવા બદલ બેહતરીન બદલો ઈનાયત કરે. આમીન

મર્દોએ પહેલા ત્રણ ચકકરોમાં ''રમલ'' કરવાનો છે, અને બાકીના ચકકરો સામાન્ય ચાલથી જ પૂરા કરવાના છે.

''રમલ''નો અર્થ,બહાદુરીનો દેખાવ કરીને પહેલવાનોની જેમ ખભા હલાવતા હલાવતા, તેઝ, જલ્દી, નઝદીક નઝદીક પગ મુકીને ચાલવાનો થાય છે..

અને આ રમલ આપણા નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુન્નત છે, પણ ફકત મર્દો માટે છે, **ઓરતોએ રમલ કરવાનો નથી.**

જો તવાફ, ''રમલ'' કરવાની હાલતમાં શરૂ કર્યો, અને એક બે ચકકર માર્યા પછી એટલી ભીડ થઈ ગઈ કે, ''રમલ'' કરવું શકય ન રહયું તો ''રમલ'' છોડીને ''તવાફ'' પૂરો કરી લેવામાં આવે. આખા ''તવાફ''માં ''રમલ'' કરવું મકરૂહ છે, તે છતાં જો કોઈ ''તવાફ''ના સાતે સાત ચકકરોમાં ''રમલ'' કરશે, તો કોઈ બદલો વાજિબ નહિ થાય.

એક હદીસમાં છે, હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે રસૂલે ખુદા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને આપના સહાબએ કિરામ

(રદિ.) જયારે (હજ્જ કરવા મકકહ મુકર્રમહ) તશરીફ લઈ ગયા, તો મુશ્રિકોએ (આપના આવતા પહેલાં અંદર અંદર) આ ચર્ચા કરી કે હવે અમારી પાસે એવી જમાઅત આવશે, જેને યસરબ (મદીનહ મુનવ્વરહ)ના બુખાર (મલેરિયા)એ કમઝોર કરી નાંખ્યા છે. બસ (આ વાતની જાણ થતાં ) નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હુકમ આપ્યો કે તવાફના ત્રણ ચકકરોમાં રમલ કરો.

હવે આપનો ''તવાફ'' શરૂ થઈ ગયો, આપે આ પ્રમાણે ''બયતુલ્લાહ''ની ચારેવ બાજુ ફરીને સાત ચકકરો પૂરા કરવાના છે. દરેક ચકકર ''હજરે અસ્વદ''વાળા ખૂણાથી શરૂ થશે, અને ત્યાં જ આવીને પૂરો થશે, અને ચકકર પૂરો થાય એટલે આપે :

بِسْمِ اللّٰهِ اَللّٰهُ اَكْبَرُ وَلِلّٰهِ الْحَمْدُ

'' બિસ્મિલ્લાહિ અલ્લાહુઅકબર વ લિલ્લાહિલ હમ્દ'' પઢીને દર વખતે ''હજરે અસ્વદ''ને બોસો આપવાનો છે, બોસા માટે જયારે (હજરે અસ્વદના દૂર હોવાના કારણે) હાથ ઉઠાવો, ત્યારે એટલો ખ્યાલ રાખવો કે હથેળીઓ હજરે અસ્વદ તરફ હોય, અને હાથ ખભા સુધી ઉઠાવવાના છે, પછી બંને હથેળીઓને ચૂંબવાની છે, અને પછી જમણી તરફ ચાલી પડવાનું છે . આ રીતે તમે જયારે સાતમો ચકકર પૂરો કરશો, અને ''હજરે અસ્વદ''ને બોસો આપશો એ તમારો આઠમો બોસો હશે, કારણ કે એક બોસો ''તવાફ'' શરૂ કરતાં પહેલાં આપ્યો હતો અને સાત બોસા સાત ચકકર પછીના થયા, એમ કુલ આઠ બોસા થયા.

*આ પણ યાદ રાખવું જોઈએ ,કે ''કા'બા શરીફ''ના દીદાર પણ એક ઈબાદત છે,પરંતુ તવાફ કરવા દરમિયાન ''કા'બા શરીફ''ને જોવાની મનાઈ છે, માટે ''તવાફ'' કરતાં કરતાં ''કા'બા શરીફ''ને જોવાથી બચવું જોઈએ, હા' જયારે જયારે તમારો ચકકર પુરો થાય, અને ''હજરે અસ્વદ''ને બોસો દેવાનો વારો આવે, ત્યારે ''હજરે અસ્વદ'' તરફ મોઢું કરવું જાઈઝ છે.*

એવી જ રીતે ''તવાફ'' દરમિયાન, ''કા'બા શરીફ'' તરફ પીઠ

કરવી અથવા "કા'બા શરીફ" તરફ છાતી કરવી પણ મકરૂહે તહરીમી છે, તવાફ દરમિયાન "કા'બા શરીફ"ના ગિલાફને વળગવા અને "મકામે ઈબ્રાહીમ"ને જોવાથી તવાફમાં વિક્ષેપ પડવાની સાથે સાથે, છાતી અને પીઠ "કા'બા શરીફ" તરફ થઈ જાઈ છે, માટે એનાથી બચવું જોઈએ, અને "તવાફ" દરમિયાન પોતાની નઝર ચાલવાની જગાએ રાખવી જોઈએ, ગમે તેમ જોવું મુનાસિબ નથી. જેવી રીતે નમાઝની હાલતમાં પોતાની નઝર સિજદહની જગાથી આગળ ના જવી જોઈએ.

અને જો આપે ઘણા એહતિયાતથી કામ લીધું, તે છતાં કોઈ સંજોગ એવો ઉભો થયો કે "કા'બા શરીફ" તરફ પીઠ કે છાતી થઈ ગઈ, તો તવાફના તેટલા ભાગને દોહરાવવો વાજિબ છે, અને બેહતર એ છે કે આખો ચકકર જ દોહરાવી લો.

બીજી વાત આ કે તવાફ દરમિયાન, "હજરે અસ્વદ" સિવાય, "કા'બા શરીફ"ના કોઈ પણ ખુણા કે દિવાલને બોસો દેવાની મનાઈ છે, ફકત તમે ચકકર લગાવતા લગાવતા જયારે "રૂકને યમાની" પર પહોંચો, તો "રૂકને યમાની"ને બંને હાથ અથવા જમણો હાથ લગાડવો સુન્નત છે, તે પણ એ રીતે કે તમારા બંને પગો પોતાની જગાએ તે જ પોઝીશનમાં જમીન પર જમેલા રહે, અને છાતી કે પગના પંજા કા'બા શરીફ તરફ ના થાય તેનો ખ્યાલ રાખવાનો છે, તમે જોશો, કે ઘણા લોકો રૂકને યમાનીને પણ "હજરે અસ્વદ"ની જેમ જ (બોસો) ઈશારો કે તકબીર કહી રહયા છે, તો એ દેખા દેખી તમે આવું હરગીઝ ના કરશો. જો "રૂકને યમાની"ને હાથ લગાડવાનો મોકો ના મળે, તો એમજ પસાર થઈ જશો.

એક ખાસ વાત એ પણ યાદ રાખવી, કે કિતાબોમાં તવાફની ખાસ દુઆઓ લખવામાં આવી છે, પણ જે લોકોને આ દુઆઓ યાદ ના હોય અથવા હવે યાદ નથી કરી શકતા, તો એમાં ગભરાવાની કોઈ જરૂરત નથી, કારણ કે તવાફ દરમિયાન કોઈ મખસૂસ દુઆ બિલકુલ જરૂરી નથી, જો દુઆઓ યાદ ના હોય તો ફકત :

سُبْحَانَ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ وَلَا إِلٰهَ إِلَّا اللّٰهُ وَاللّٰهُ أَكْبَرْ

(સુબ્હાનલ્લાહિ, અલહમ્દુ લિલ્લાહિ, લા ઈલાહ ઈલ્લલ્લાહુ, અલ્લાહુ અકબર.)

દરેક ચકકરમાં પઢતા રહો અને સાતેવ ચકકરોમાં જયારે જયારે તમો રૂકને યમાની પાસે આવો ત્યારે ત્યારે રૂકને યમાનીથી લઈને, હજરે અસ્વદ સુધીમાં આ દુઆ પઢો :

﴿رَبَّنَا آتِنَا فِي الدُّنْيَا حَسَنَةً وَفِي الْآخِرَةِ حَسَنَةً وَقِنَا عَذَابَ النَّارِ﴾

" રબ્બના આતિના ફીદુન્યા હસનતન વ ફિલ આખિરતિ હસનતન વ કિના અજાબ ન્નારિ."

" અય  પરવરદિગાર અમને દુન્યામાં પણ ભલાઈ અતા ફરમાવો અને આખિરતમાં પણ ભલાઈ અતા ફરમાવો અને દોઝખના અઝાબથી અમને બચાવો."

*જો આટલું પણ યાદ ના હોય તો પોતાની ભાષામાં જે માંગવું હોય તે માંગો અને કશું માંગ્યા વગર અને પઢયા વગર તવાફ કરશો તો પણ તવાફ થઈ જશે.*

પરંતુ જે લોકોના હાથમાં હજ્જમાં જતા પહેલાં **"ફલાહી"**ની આ કિતાબ આવે, તેઓને **"ફલાહી"**ની નમ્ર વિનંતી અને મુખ્લસાનહ મશવરો છે, કે તેઓ નીચેની બે દુઆઓ જરૂરથી યાદ કરીને જાય :

(૧) سُبْحَانَ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ وَلَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ وَلَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَلِيِّ الْعَظِيْمِ.

(સુબ્હાનલ્લાહિ, વલ્હમ્દુ લિલ્લાહિ, વલા ઈલાહ ઈલ્લલ્લાહુ, વલ્લાહુ અકબર વ લા હવ્લ વ લા કુવ્વત ઈલ્લા બિલ્લાહિલ અલિય્યીલ અઝીમ.)

" અલ્લાહ તઆલા પાક છે અને બધા વખાણ અલ્લાહ માટે જ છે અને અલ્લાહ તઆલાના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી અને અલ્લાહ

સૌથી મહાન છે અને અલ્લાહ તઆલાની મદદ વગર અમારા અંદર નેકી કરવાની કે, ગુનાહોથી બચવાની તાકત નથી. બેશક અલ્લાહ તઆલા ઘણી ઊંચી શાન અને મોટી અઝમતવાળો છે."

(٢) ﴿ رَبَّنَا اٰتِنَا فِی الدُّ نْیَا حَسَنَةً وَّفِی الْاٰخِرَةِ حَسَنَةً وَّقِنَا

عَذَابَ النَّارِ ﴾

" અય પરવરદિગાર અમને દુન્યામાં પણ ભલાઈ અતા ફરમાવો અને આખિરતમાં પણ ભલાઈ અતા ફરમાવો અને દોઝખના અજાબથી અમને બચાવો."

સાતેવ ચકકરોમાં, "હજરે અસ્વદ" વાળા ખૂણાથી લઈને, "રૂકને યમાની" વાળા ખૂણા સુધી પહેલા નંબરની દુઆ પઢે, અને "રૂકને યમાની" થી "હજરે અસ્વદ" સુધી, બીજા નંબરની દુઆ પઢે.

અને જો પહેલા નંબરવાળી દુઆ "રૂકને યમાની" આવતા પહેલાં પુરી થઈ જાય તો ફરીથી પઢો અથવા પોતાને આવડતી બધી દુઆઓ અને નેક ઉમ્મીદો પૂરી થવા માટે દુઆઓ પોતાની ભાષામાં કરતા રહો.

## તવાફમાં પઢવાની લાંબી દુઆઓ

**પહેલા ચક્કરની દુઆ :**

سُبْحَانَ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ وَلَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ

وَلَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَلِیِّ الْعَظِیْمِ وَالصَّلٰوةُ وَالسَّلَامُ عَلٰی

رَسُوْلِ اللّٰهِ ﷺ.

اَللّٰهُمَّ اِیْمَانًا بِكَ وَتَصْدِیْقًا بِكِتَابِكَ وَوَفَاءً بِعَهْدِكَ

وَاتِّبَاعًا لِسُنَّةِ نَبِیِّكَ وَحَبِیْبِكَ مُحَمَّدٍ ﷺ.

اَللّٰهُمَّ اِنِّىْ اَسْئَلُکَ الْعَفْوَ وَالْعَافِيَةَ وَالْمُعَافَاةَ الدَّائِمَةَ
فِى الدِّيْنِ وَالدُّنْيَا وَالْاٰخِرَةِ وَالْفَوْزَ بِالْجَنَّةِ وَالنَّجَاةَ مِنَ النَّارِ.

"અલ્લાહ તઆલા બધી એબો થી પાક છે અને બધા વખાણ તેના જ માટે છે અને તેમના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી. તેઓ જ સૌથી મોટા છે, અને તેઓ જ ગુનાહોથી બચાવી શકે છે. અને તેઓ જ આપણને ઈબાદત અને ફરમાબરદારીની તૌફિક આપે છે, અને રહમત નાઝિલ થાય અલ્લાહના રસૂલ મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઉપર."

"અય અલ્લાહ તઆલા ! આપ પર ઈમાન લાવવાની હાલતમાં અને આપના હુકમોનો ઈકરાર કરવાની હાલતમાં અને આપના નબી અને હબીબ મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ફરમાબરદારીમાં (કઅ્બતુલ્લાહનો) આ તવાફ કરું છું."

"અય અલ્લાહ હું આપની માફી અને સલામતીને ચાહું છું, અને દીન દુન્યા તથા આખિરતની હંમેશની માફી ચાહું છું. અને જન્નતનો તલબગાર છું અને દોઝખથી છુટકારો માંગું છું."

**બીજા ચક્કરની દુઆ :**

اَللّٰهُمَّ اِنَّ هٰذَا الْبَيْتَ بَيْتُکَ وَالْحَرَمَ حَرَمُکَ وَالْاَمْنَ
اَمْنُکَ وَالْعَبْدَ عَبْدُکَ وَاَنَا عَبْدُکَ وَابْنُ عَبْدِکَ وَهٰذَا مَقَامُ
الْعَائِذِ بِکَ مِنَ النَّارِ، فَحَرِّمْ لُحُوْمَنَا وَبَشَرَتَنَا عَلَى النَّارِ، اَللّٰهُمَّ
حَبِّبْ اِلَيْنَا الْاِيْمَانَ وَزَيِّنْهُ فِىْ قُلُوْبِنَا وَكَرِّهْ اِلَيْنَا الْكُفْرَ
وَالْفُسُوْقَ وَالْعِصْيَانَ وَاجْعَلْنَا مِنَ الرَّاشِدِيْنَ، اَللّٰهُمَّ قِنِىْ عَذَابَکَ
يَوْمَ تَبْعَثُ عِبَادَکَ، اَللّٰهُمَّ ارْزُقْنِىَ الْجَنَّةَ بِغَيْرِ حِسَابٍ.

"અય અલ્લાહ ! બેશક આ આપનું ઘર છે અને આ હરમ આપનું

હરમ છે અને અહીંયાની શાંતિ અને અમન આપનું જ નકકી કરેલ છે અને દરેક બંદો/ બંદી આપનો જ બંદો/ બંદી છે અને હું પણ આપનો જ બંદો/ બંદી છું, અને આપના બંદાનો છોકરો/છોકરી છું અને આ જગા આપની રહમતના ઝરિયાથી દોઝખ થી છુટકારા માટે છે, બસ અમારા ગોશ્ત પોશ્ત ઉપર દોઝખની આગ હરામ ફરમાવી દો. અય અલ્લાહ ! અમોને ઈમાનની મુહબ્બત અતા ફરમાવો અને અમારા દિલોને ઈમાનના નૂર થી જગમગાવી આપો, અને કુફ્ર તેમજ ગુનાહોની વાતો થી અમોને નફરત કરવાવાળા બનાવી આપો, અને અમોને હિદાયત પામેલા લોકોમાં શામિલ ફરમાવો, અય મવલા ! કયામતના દિવસે મને પોતાના અઝાબ થી બચાવજો, જે દિવસે તમો પોતાના બંદાઓને બીજી વખતે જીવતા કરશો, અય મવલા ! મને હિસાબ – કિતાબ વગર જન્નતમાં દાખલો નસીબ ફરમાવજો.

**ત્રીજા ચક્કરની દુઆ :**

اَللّٰهُمَّ اِنِّیۤ اَعُوْذُ بِکَ مِنَ الشَّکِّ وَالشِّرْکِ وَالشِّقَاقِ
وَالنِّفَاقِ وَسُوْٓءِ الْاَخْلَاقِ وَسُوْٓءِ الْمَنْظَرِ وَالْمُنْقَلَبِ فِی الْمَالِ وَ
الْاَهْلِ وَالْوَلَدِ، اَللّٰهُمَّ اِنِّیۤ اَسْئَلُکَ رِضَاکَ وَالْجَنَّةَ وَاَعُوْذُ
بِکَ مِنْ سَخَطِکَ وَالنَّارِ، اَللّٰهُمَّ اِنِّیۤ اَعُوْذُ بِکَ مِنْ فِتْنَةِ الْقَبْرِ
وَاَعُوْذُ بِکَ مِنْ فِتْنَةِ الْمَحْیَا وَالْمَمَاتِ

"અય અલ્લાહ ! હું (અકાઈદમાં) શંકા અને શિર્કથી પનાહ માંગું છું અને તમારા હુકમોની નાફરમાની અને ખરાબ આદતોથી અને ખરાબ વસ્તુઓ જોવાથી અને બાલ – બચ્ચાઓના હલાક થવાથી આપની પનાહ માંગું છું, અય અલ્લાહ ! હું આપની રઝામંદી અને આપની જન્નત માંગું છું. મારા મઅબૂદ ! હું કબ્રના અઝાબ અને ઝિંદગી તેમજ મૌતના ફિત્નાઓથી આપની પનાહ ચાહું છું."

**ચોથા ચક્કરની દુઆ :**

اَللّٰهُمَّ اجْعَلْهُ حَجًّا مَّبْرُوْرًا وَّسَعْيًا مَّشْكُوْرًا وَّذَنْبًا مَّغْفُوْرًا وَّعَمَلًا صَالِحًا مَّقْبُوْلًا وَّتِجَارَةً لَّنْ تَبُوْرَ. يَا عَالِمَ مَا فِي الصُّدُوْرِ اَخْرِجْنِيْ يَا اَللّٰهُ مِنَ الظُّلُمَاتِ اِلَى النُّوْرِ، اَللّٰهُمَّ اِنِّيْ اَسْئَلُكَ مُوْجِبَاتِ رَحْمَتِكَ وَعَزَائِمَ مَغْفِرَتِكَ وَالسَّلَامَةَ مِنْ كُلِّ اِثْمٍ وَّالْغَنِيْمَةَ مِنْ كُلِّ بِرٍّ وَّالْفَوْزَ بِالْجَنَّةِ وَالنَّجَاةَ مِنَ النَّارِ. رَبِّ قَنِّعْنِيْ بِمَا رَزَقْتَنِيْ وَبَارِكْ لِيْ فِيْمَا اَعْطَيْتَنِيْ وَاخْلُفْ عَلٰى كُلِّ غَائِبَةٍ لِّيْ مِنْكَ بِخَيْرٍ.

"અય અલ્લાહ ! મારી આ હજ્જને મકબૂલ ફરમાવો અને મારી કોશિશોને સાર્થક બનાવો અને આ હજ્જને મારા ગુનાહોની માફીનો વાસ્તો બનાવો અને મારા દરેક સારા કામને કબૂલ ફરમાવો અને એવો વેપાર નસીબ ફરમાવો કે જેમાં કોઈ નુકસાન જ ના હોય, અય છૂપી વાતોને જાણનારા !

અય અલ્લાહ ! મને અંધકારમાંથી પ્રકાશ તરફ લઈ આવો. અય અલ્લાહ ! મને પોતાની રહમત મળવાનો રસ્તો બતાવો, અને માફીના રસ્તાઓ તેમજ દરેક ગુનાહથી બચી રહેવાની અને નેકીઉપર જમી રહેવાની તૌફિકનો ચાહવાવાળો બનાવી આપો, અને જન્નતને મળવાનો અને દોઝખથી છુટકારો પામવાનો તલબગાર બનાવી આપો.

અય મારા પરવરદિગાર! મને તે રોઝી પર સંતોષની તૌફીક આપો, કે જે તમોએ મને આપી છે અને જે નેઅ્મતો તમોએ આપી છે, તેમાં બરકત અતા ફરમાવો અને જે મુસીબત અને આઝમાઈશ આપના તરફથી મારા ઉપર આવે તેનો સારો બદલ અતા ફરમાવો."

**પાંચમાં ચક્કરની દુઆ :**

اَللّٰهُمَّ اَظِلَّنِيْ تَحْتَ ظِلِّ عَرْشِكَ يَوْمَ لَا ظِلَّ اِلَّا ظِلُّ

عَرْشِکَ لَا ظِلَّ اِلَّا ظِلُّ عَرْشِکَ وَاسْقِنِیْ مِنْ حَوْضِ نَبِیِّکَ

سَیِّدِنَا مُحَمَّدٍ صلی اللہ علیہ وسلم شَرْبَةً هَنِیْئَةً مَّرِیْئَةً لَّا اَظْمَاُ بَعْدَهَا اَبَدًا

اَللّٰهُمَّ اِنِّیْ اَسْئَلُکَ مِنْ خَیْرِ مَا سَئَلَکَ مِنْهُ نَبِیُّکَ

مُحَمَّدٌ صلی اللہ علیہ وسلم وَ اَعُوْذُ بِکَ مِنْ شَرِّ مَا اسْتَعَاذَکَ مِنْهُ نَبِیُّکَ

سَیِّدُنَا مُحَمَّدٌ صلی اللہ علیہ وسلم.

اَللّٰهُمَّ اِنِّیْ اَسْئَلُکَ الْجَنَّةَ وَ نَعِیْمَهَا وَمَا یُقَرِّبُنِیْ اِلَیْهَا

مِنْ قَوْلٍ اَوْ فِعْلٍ اَوْ عَمَلٍ.

"અય અલ્લાહ ! તે દિવસે મને તમારા અર્શના નીચે છાંયડો નસીબ ફરમાવજો,(જે દિવસે) તમારા અર્શના છાંયડા સિવાય, બીજો કોઈ છાંયડો નહિ હોય અને (જે દિવસે) આપની ઝત સિવાય કોઈ બાકી નહિ રહેશે અને મને પોતાના પ્યારા રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની હોઝ (કોસર)થી મધૂર અને સ્વાદિષ્ટ શરબત પીવડાવજો કે (જેને પીધા પછી) કયારેય તરસ નહિ લાગે.

અય અલ્લાહ ! હું તે બધી જ ભલાઈઓ માંગું છું, કે જે આપના પ્યારા નબી મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આપનાથી માંગી હતી, અને તે બધી જ બુરાઈઓથી પનાહ માંગું છું, જેનાથી આપના પ્યારા નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પનાહ માંગી છે.

અય અલ્લાહ ! હું આપના થી જન્નત અને જન્નતની નેઅ્મતો નો તલબગાર છું, અને તે વાત અને કામનો તાલિબ છું, જે મને જન્નત થી નઝદીક કરી આપે, અને હું દોઝખની આગથી પનાહ માંગું છું, અને એવી હરકાત તથા કાર્યથી બચવા માંગું છું જે દોઝખ તરફ લઈ જનાર હોય."

<u>**છઠ્ઠા ચક્કરની દુઆ :**</u>

اَللّٰهُمَّ اِنَّ لَکَ عَلَیَّ حُقُوْقًا کَثِیْرَةً فِیْمَا بَیْنِیْ وَبَیْنَکَ وَ

حُقُوْقًا كَثِيْرَةً فِيْمَا بَيْنِيْ وَبَيْنَ خَلْقِكَ، اَللّٰهُمَّ

مَا كَانَ لَكَ مِنْهَا فَاغْفِرْهُ لِيْ وَمَا كَانَ لِخَلْقِكَ فَتَحَمَّلْهُ عَنِّيْ وَاَغْنِنِيْ

بِحَلَالِكَ عَنْ حَرَامِكَ وَبِطَاعَتِكَ عَنْ مَعْصِيَتِكَ وَبِفَضْلِكَ عَمَّنْ

سِوَاكَ يَا وَاسِعَ الْمَغْفِرَةِ.

اَللّٰهُمَّ اِنَّ بَيْتَكَ عَظِيْمٌ وَّوَجْهَكَ كَرِيْمٌ وَّاَنْتَ يَا اَللّٰهُ

حَلِيْمٌ كَرِيْمٌ عَظِيْمٌ تُحِبُّ الْعَفْوَ فَاعْفُ عَنِّيْ.

"હે મારા અલ્લાહ ! મારા ઝિમ્મે તમારા ઘણા હક છે, જે મારા અને તમારા દરમિયાન છે, અને બીજા તે બધા હકો છે, જે આપની મખ્લૂક અને મારા દરમિયાન છે, અય મવલા ! જો આમાંથી આપનો કોઈ હક મારાથી પૂરો થવાથી રહી જાય તો તેને માફ ફરમાવી આપો, અને જે હક તમારી મખ્લૂકના મારા ઉપર રહી જાય, તો તમો મખ્લૂકથી માફી અપાવવાની ઝિમ્મેદારી લઈ લ્યો અને હલાલ કમાઈની તૌફિક આપીને હરામ કમાઈથી બચાવી લ્યો અને પોતાની ફરમાબરદારીની તૌફિક આપો, નાફરમાનીથી બચાવો અને પોતાના ફઝલો કરમથી બીજાઓનો એહસાનમંદ ના બનાવો.

હે મારા અલ્લાહ ! બેશક આપનું ઘર (બયતુલ્લાહ શરીફ) મહાન અઝમત વાળું છે અને આપની ઝાત કરીમ છે અને હે અલ્લાહ તમો અત્યંત સહનશીલ અને કરમવાળા છો અને બુઝુર્ગીવાળા છો અને તમો માફીને પસંદ ફરમાવો છો, બસ મારી ખતાઓને (પણ) માફ ફરમાવી આપો."

**સાતમાં ચક્કરની દુઆ :**

اَللّٰهُمَّ اِنِّيْ اَسْئَلُكَ اِيْمَانًا كَامِلًا وَّيَقِيْنًا صَادِقًا وَّرِزْقًا

وَاسِعًا وَّقَلْبًا خَاشِعًا وَّلِسَانًا ذَاكِرًا وَّرِزْقًا حَلَالًا طَيِّبًا وَّتَوْبَةً

نَصُوحًا وَّ تَوْبَةً قَبْلَ الْمَوْتِ وَرَاحَةً عِنْدَ الْمَوْتِ وَمَغْفِرَةً وَّرَحْمَةً بَعْدَ الْمَوْتِ وَالْعَفْوَ عِنْدَ الْحِسَابِ وَالْفَوْزَ بِالْجَنَّةِ وَالنَّجَاةَ مِنَ النَّارِ.

بِرَحْمَتِكَ يَا عَزِيزُ يَا غَفَّارُ رَبِّ زِدْنِيْ عِلْمًا وَّأَلْحِقْنِيْ بِالصّٰلِحِيْنَ

"અય અલ્લાહ ! હું આપની (રહમતના વસીલાથી) ઈમાને કામિલ અને સાચુ યકીન અને રોઝીમાં ફરાખી માંગું છું અને તમારાથી ડરવાવાળું હૃદય અને આપનો ઝિક્ર કરવાવાળી ઝુબાન અને પાક હલાલ રોઝી (નો ચાહક છું.) અને ખાલિસ (સાચી) તૌબા અને મરતાં પહેલાં તૌબાની તવફીક અને મૌતની સકરાતની આસાની અને મોત પછી મગફિરત અને માફી (ચાહું છું.), હિસાબ વખતે અને જન્નત પ્રાપ્ત કરવામાં કામિયાબી અને દોઝખથી છુટકારાનો તલબ કરવાવાળો છું.

તારી રહમતના તુફૈલ, અય ઝબરદસ્ત હુકમવાળા, મોટા માફ કરવાવાળા ! પોતાની રહમતથી મારી મગફિરત ફરમાવી આપો, મારા પરવરદિગાર ! મારા ઈલ્મને વધારી આપો, અને મને પોતાના નેક બંદાઓમાં શામિલ કરી લો."

## તવાફની બે રકાત નમાઝ

તવાફના સાત ચકકરો પૂરા થયા, એટલે હવે તમારે "તવાફ"ની બે રક્અતો પઢવાની છે, પણ એ પહેલાં આપે એક મસ્અલો યાદ રાખવો જોઈએ, કે જો "તવાફ"નાં ચકકરોમાં ભૂલ થઈ જાય, અને સાતના બદલે આઠ ચકકરો થઈ જાય, તો "તવાફ" થઈ જશે, પણ જો છ ચકકર થયા તો "તવાફ" નહિ થાય, (અધૂરો ગણાશે અને તેને પૂરો કરવો જરૂરી છે.)માટે ચકકરોને યાદ રાખવા માટે કોઈ નિશાની જરૂરથી રાખશો અથવા સંપૂર્ણ

સજાગ રેહશો, જેથીભૂલ ના થાય.

(હજ્જમાં દરેક જગાએ જો તમે સજાગ રેહશો અને કોઈ ભૂલ નહિ
કરો, તો આપને ઘણી જ રાહત રહેશે, અને કોઈ પણ જાતની પરેશાની નહિ થાય, પણ જો ગફલત અથવા બે તવજજુહીના લઈને ભૂલી ગયા, અથવા કોઈ વસ્તુ છોડી આપી, તો હજ્જનાં ઘણાં મસાઈલનું ઉલ્લંઘન કરી નાખશો.)

અને બીજી વાત એ કે, જેવી રીતે નમાઝ વુઝૂ વગર થતી નથી, એવી જ રીતે તવાફ પણ વુઝૂ વગર થતો નથી , માટે જો કોઈનું વુઝૂ, ચાર ચકકર પૂરા કરતાં પહેલાં તુટી જાય તો, તે વુઝૂ બનાવીને નવેસરથી તવાફ કરે અને જો ચાર અથવા ચારથી વધુ ચકકરો પછી તૂટી જાય તો ચાહે તો
વુઝૂ બનાવીને બાકીના ચકકરો પૂરા કરે, અને ચાહે તો નવેસરથી કરે, એને ઈખ્તિયાર છે.

(પેશાબ, પાખાનાનો તકાઝો હોય એવી હાલતમાં તવાફ કરવો મકરૂહ છે.)

અને ત્રીજી વાત આ પણ યાદ રાખશો કે, જો કોઈ તવાફ કરવાવાળો નમાઝીના સામેથી ગુજરે, તો ન તો તવાફ કરવાવાળ ાને કોઈ
ગુનોહ થશે અને ન તો સામેથી ગુજરનારાને કોઈ ગુનોહ થશે. બલ્કે તવાફ ના કરતો હોય અને ફકત ભીડના કારણે ગુજરે તો પણ જાઈઝ છે, હા, ફુકહાએ લખ્યું છે કે સિજદહની જગા છોડીને આગળથી ગુજરવું જોઈએ.

**''તવાફ''** થી ફારિગ થઈ હવે **''મકામે ઈબ્રાહીમ''** તરફ, બે
રકા'ત નમાઝ પઢવા માટે આવો.

**''મકામે ઈબ્રાહીમ''**, **''કઅ્બતુલ્લાહ''**ના દરવાજાની સામે એક
પીંજરા આકારના મજબૂત આવરણમાં સુરક્ષિત છે, તેના અંદર તે પથ્થર મુકેલો છે, જેના ઉપર ઉભા રહી હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)એ બયતુલ્લાહની તા'મીર કરી હતી. તે પથ્થર જરૂરત પ્રમાણે ઉંચો નીચો પણ

(વત્તખિઝૂ મિમ્મકામિ ઈબ્રાહીમ મુસલ્લા.)

''અને ઈબ્રાહીમ (અલ.)ના ઊભા રહેવાની જગાને તમો નમાઝ (પઢવા)ની જગા બનાવો''નો વઝીફો હોવો જોઈએ.હવે જો સહૂલતના સાથે મકામે ઈબ્રાહીમના પાછળ, એટલે કે તમારા અને બયતુલ્લાહની વચમાં, મકામે ઈબ્રાહીમ આવે એ રીતે જગા મળી જાય તો ઠીક, નહિ તો, આસપાસ જયાં પણ જગા મળે ત્યાં તવાફની બે રકા'ત નમાઝ પઢી લો. (મકામે ઈબ્રાહીમને બોસો આપવો કે હાથ લગાવવો મના છે, એનાથી બચશો.)

પહેલી રકા'તમાં قُلْ يَا أَيُّهَا الْكَافِرُونَ (કુલ યા અય્યુહલ કાફિરૂન) અને બીજી રકા'તમાં قُلْ هُوَ اللَّهُ أَحَدٌ (કુલ હુવ લ્લાહુ અહદ) પઢવી. (જો બીજી કોઈ સૂરતો પઢશો તો પણ વાંધો નથી. આ બે રકા'ત પઢવી વાજિબ છે. અને તવાફ કરતી વેળાએ મર્દોએ જે ''ઈજ્તિબાઅ'' (ખભો ખૂલ્લો) કર્યો હતો, હવે તે ખભો ઢાંકીને નમાઝ પઢવાની છે, એટલે ચાદર જમણી બગલની નીચેથી કાઢી નાખો, અને હવે જમણા ખભા ઉપર નાખી દો. (નમાઝ પછી તમારે ''સફા– મરવહ''ના વચમા ''સઈ'' કરવાની છે, તેમાં પણ ખભો ઢાંકેલો જ રાખવાનો છે.) હા, પણ માથું તો ખુલ્લું જ રાખવાનું છે. સલામ ફેરવ્યા પછી, ખુશૂઅ સાથે દિલ લગાવીને દુઆઓ કરો, તમારી ભાષામાં માંગો, અને ખૂબ માંગો.

નમાઝ તથા દુઆથી ફારિગ થઈ, જો શકય હોય તો મુલ્તઝમ ઉપર આવો (હજરે અસ્વદ અને કાબાના દરવાજાની વચમાં લગભગ અઢી ગઝની જે દિવાર છે તેને મુલ્તઝમ કહે છે.મુલ્તઝમનો અર્થ છે ચીમટવા અને વળગવાની જગા) દુઆ કબૂલ થવાની આ ખાસ જગા છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આ મુલ્તઝમને એવા વળગી જતા હતા, જેવી રીતે નાનુ બચ્ચુ માંની છાતીએ વળગી જાય છે. તમોને પણ મોકો મળે, તો તમો પણ જરૂર વળગી જશો.

અને ચીમટવાની રીત આ છે, કે બંને હાથ બરાબર સીધા માથા ઉપર ઉંચા કરી, દીવાર ઉપર પાથરી આપવા અને સાથે સાથે પેટ અને છાતીને પણ દિવારથી લગાવી આપવા અને કોઈક વાર જમણો ગાલ દિવાર ઉપર લગાવો, તો કોઈકવાર ડાબો ગાલ દીવાર ઉપર લગાવો. (એની

મિસાલ એવી સમજો જેમકે એક નાના બચ્ચાને કોઈ સતાવતો હોય અને તે રડી પડે, અને તેની માં તેને જયારે ખોળામાં લે છે, તો બચ્ચું કેવું વળગી પડે છે ? અને તેના ગાલો પણ વારા ફરતી આવી જ રીતે કરે છે!) અને કોઈક વાર કઅ્બતુલ્લાહના પરદાને પકડી પકડીને, રડી રડીને દુઆ કરો, કારણ કે આ સમય ઘણી જ કાકલૂદી અને ખુશૂઅ, ખુઝૂઅથી દુઆ માંગવાનો છે. જે ભાષામાં પણ દુઆ માંગવા ચાહો, માંગો, અને એવું સમજીને માંગો કે રબ્બે કરીમના દરવાજા ઉપર પહોંચી ગયો / ગયી છું , અને તેના ઉબરા થી લાગીને ઉભેલો / ઉભેલી છું, અને તે મારા હાલને જોઈ રહયો છે. આ મોકા ઉપર જહન્નમથી છુટકારો, અને જન્નતમાં વિના હિસાબ કિતાબ દાખલાની દુઆ જરૂર માંગો. *તમારા એવા ગુનાહ પણ હશે જેને ફકત તમો જ જાણો છો અને દિલના ખુણામાં એવી ઉમ્મીદો અને આરઝુઓ પણ હશે જે વર્ષોથી તમોએ તમારા સીનામાં છુપાવી રાખી હશે !* આજે તેને પણ માંગી લો, પોતાના માટે, પોતાની અવલાદ માટે, પોતાના વાલિદૈન માટે, બીજા સગાવ્હાલાઓ માટે, દોસ્તો માટે, તમારા મુહસિનો માટે અને યાદ રહે તો આ **''ઇકબાલ ફલાહી''** માટે અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પૂરી ઉમ્મત માટે, દુનિયા આખિરતની દરેક નેઅ્મત માંગો, અને રડી કકડીને માંગો. સમસ્ત માનવજાતની હિદાયત માટે પણ અચૂક દુઆ માંગો.

જો **''મુલ્તઝમ''**ને વળગવાનો મોકો ના મળે તો **''હરમ''**માં જયાં પણ જગા હોય, ત્યાંથી પોતાનું મોઢું અને પોતાની નઝર **''મુલ્તઝમ''** તરફ કરીને દુઆ માંગી લો.

## ઝમઝમનું પાણી પીવું

**''મુલ્તઝમ''** ઉપર દુઆ માંગીને, ઝમઝમના કુવા પાસે આવો, અને કિબલહ તરફ મોં કરી ઉભા રહીને, બિસ્મિલ્લાહ પઢીને, ત્રણ શ્વાસમાં ખૂબ પેટ ભરીને ઝમઝમનું પાણી પીઓ.

ઝમઝમનું પાણી પોતાના ઘર કે હરમ શરીફના બહાર પીવાનો અવસર મળે, તો બેસીને તથા ઉભા રહીને બંને રીતે પી શકાય છે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે, કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, કે અમારા અને મુનાફિકોના વચમાં ફરક કરવાની નિશાની આ છે, કે મુનાફિકો ઝમઝમનું પાણી પેટ ભરીને પીતા નથી. (બહ્ર)

અલ્લાહ તઆલા જે માણસને "ઉમરહ" અને "હજ્જ"ની તૌફીક આપે તેઓએ આ મુબારક પાણીને ખૂબ પેટ ભરીને પીવું જોઈએ અને જયાં સુધી "મકકહ મુકર્રમહ"માં રહે, એ જ પાણી પીએ. "ઝમઝમ" પીને તમો થોડુંક ચાલશો એટલે આપને એહસાસ થશે, કે "ઝમઝમ" હજમ થઈ ગયું છે, આ "ઝમઝમ"ની ખુસૂસિયત છે.

"ઝમઝમ"નું પાણી પીને, અને અલ્હમ્દુલિલ્લાહ કહીને, આ દુઆ પઢો:

اَللّٰهُمَّ اِنِّی اَسْئَلُکَ عِلْمًا نَافِعًا وَّرِزْقًا وَّاسِعًا وَّشِفَآءً مِّنْ کُلِّ دَآءٍ.

(અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક ઇલ્મન્નાફિઆ, વ રિઝકન વાસિઅન, વ શિફાઅન મિન કુલ્લિ દાઅ)

" અય અલ્લાહ ! હું તારા પાસેથી લાભકર્તા ઈલ્મ,વિશાળ રોઝી અને દરેક બીમારીથી શિફા માંગુ છું."

"ઝમઝમ"ના પાણીમાં ત્રણ વસ્તુ એવી છે, જે દુન્યાના કોઈપણ પાણીમાં નથી. (૧) તરસ છીપાવે છે. (૨) ખોરાકનું કામ આપે છે. (૩) મૌત સિવાય દરેક બીમારી માટે શિફા (ઈલાજા છે.

હદીષ શરીફમાં છે :

خَیْرُ مَاءٍ عَلٰی وَجْهِ الْاَرْضِ مَاءُ زَمْزَمَ، فِیْهِ طَعَامُ طُعْمٍ وَّ شِفَاءُ سُقْمٍ.

" આ ઝમીન ઉપર બેહતરીન પાણી ઝમઝમનું પાણી છે, જે ખોરાકની ગરજ સારે છે, અને બિમારી માટે શિફા (પણ) છે.

(તબરાની કબીર)

બીજી હદીષ શરીફમાં છે કે :

ؤُ لِمَا رِبَ هَ

" ઝમઝમનું પાણી જે પણ નિય્યતથી પીવામાં આવે છે તે ફાયદો હાસિલ થાય છે. (ઈબ્ને માજહ)

''ઝમઝમ''નું પાણી પીતી વખતે, આ દુઆ પણ કરો, કે અય અલ્લાહ કયામતના દિવસની તરસ છીપાવવા માટે ''ઝમઝમ''નું પાણી પીઉ છું.

મેઅ્રાજની રાત્રે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો મુબારક સીનો ચીરીને દિલ કાઢી, જે પાણીથી ધોવામાં આવ્યું હતું, તે ઝમઝમનું જ પાણી હતું. (બુખારી શરીફ)

મેઅ્રાજની રાત્રે હઝરત જિબ્રઈલ (અલ.) સવારી માટે આસ્માનથી બુરાક લાવ્યા અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પાકીઝહ દિલને મુકવા માટે જન્નતમાંથી થાળી લાવ્યા, પરંતુ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના દિલને ધોવા માટે પાણી, જન્નતમાંથી લાવવાના બદલે ''ઝમઝમ''નું પાણી વાપર્યુ એનાથી ઝમઝમની અઝમત માલૂમ પડે છે.

આ ઉપરથી ઉલમાએ કિરામ લખે છે, કે ઝમઝમથી ઉત્તમ કોઈ પાણી નથી, અગર એનાથી ઉત્તમ કોઈ પાણી હોત, તો તેને લાવવામાં આવત, અને તેનાથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મુબારક દિલને ધોવામાં આવત.

ઝમઝમના કુવાની થોડીક તારીખ પણ જાણી લઈએ : હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ) અલ્લાહ તઆલાના જલીલુલ કદ્ર નબી, અને પયગમ્બર હતા. એમને જે જાતજાતની આઝમાઈશોથી ગુજરવું પડયું હતું, તેમાંથી એક આ પણ છે, કે દૂધપીતા ફરઝંદ હઝરત ઈસ્માઈલ (અલયહિસ્સલામ) અને હઝરત હાજિરહને ફારાન (મકકહ મુકર્રમહ)ના જંગલોમાં છોડી આપવાનો હુકમ મળ્યો.(તેઓ મુલ્કે શામ રહેતા હતા) આ ઈમ્તિહાન કોઈ મઅ્મૂલી ઈમ્તિહાન ન હતું, પોતાના ઘડપણ અને

કમઝોરીની ઉમ્મીદોનું મરકઝ, રાત દિવસની દુઆઓનું ફળ, અને ઘરના ચિરાગ સમાન, વહાલસોયા પુત્ર હઝરત ઈસ્માઈલ (અલયહિસ્સલામ)ને ફકત હુકમે ઈલાહી ઉપર અમલ કરવા માટે, એક બેઆબો ગયાહ (ઘાસ–પાણી વિનાના) જંગલમાં છોડી મુકે છે, અને પાછળ ફરીને એવી બીકે જોતા પણ નથી, કે એવું ના બને કે, પાછું જુએ, અને ખુદાના ખ્વાસ્તહ, (અલ્લાહ ના કરે) માનવ સ્વભાવમાં અલ્લાહે મૂકેલી પિદરી (પિતાની) કે શોહરી (પતિની) શફકત જોશમાં આવી જાય અને કોઈ લગઝિશ (ઉણપ) થઈ જાય.

આજે જે જગા ઉપર ખાનએ કઅ્બહ છે, ત્યાં ઝમઝમના કુવાના ઉપરના ભાગે, હઝરત ઈસ્માઈલ (અલયહિસ્સલામ) અને હઝરત હાજિરહ (રદિ.)ને છોડી મુકયા હતા, તે વખતે આ જગા એકદમ વેરાન હતી, વસ્તી પણ ના હતી, અને દૂરદૂર સુધી પાણીનું કોઈ નામો નિશાન ના હતું. એટલા માટે હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ) એક મશકમાં પાણી અને એક થેલીમાં ખજૂર તેઓની પાસે મુકીને ગયા હતા.

હઝરત હાજિરહ (રદિ.)એ જયારે જોયું, કે એમના માનવંત શોહર એક પણ શબ્દ કહયા વગર એમને છોડીને જઈ રહયા છે, તો હઝરત હાજિરહ (રદિ.) હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)ની પાછળ પાછળ ચાલતાં જતા, અને પુછતા હતા કે " તમો અમોને આવા જંગલમાં છોડીને કયાં જઈ રહયા છો ? જયાં ન કોઈ માણસ છે અને ના કોઈ સાથી !"

હઝરત હાજિરહ વારંવાર આ સવાલ કરતા હતા, પણ હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ) ચુપચાપ આગળ જ ચાલતા જતા હતા, આખરે હજરત હાજિરહ (રદિ.)એ પૂછયું, શું અલ્લાહે આ હુકમ કર્યો છે ? તો હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)એ ફરમાવ્યું, " હા, આ અલ્લાહનો હુકમ છે!" હઝરત હાજિરહ (રદિ.)એ જયારે આ સાંભળ્યું તો કહેવા લાગ્યાં " અગર અલ્લાહનો હુક્મ છે, તો બેશક તે અમને બરબાદ નહિ કરે.

હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ) ચાલતા ચાલતા જયારે એક ટેકરી ઉપર પહોચ્યા, અને બીબી હાજિરહ તથા નેક ફરઝંદ ઈસ્માઈલ

(અલયહિસ્સલામ) આંખોથી ઓઝલ થઈ ગયા, તો આજે જયાં કઅ્બહ છે, તે તરફ મોં કરીને, હાથ ઉઠાવીને આ દુઆ માંગી :

﴿رَبَّنَا إِنِّي أَسْكَنتُ مِن ذُرِّيَّتِي بِوَادٍ غَيْرِ ذِي زَرْعٍ عِندَ بَيْتِكَ الْمُحَرَّمِ رَبَّنَا لِيُقِيمُوا الصَّلَاةَ فَاجْعَلْ أَفْئِدَةً مِّنَ النَّاسِ تَهْوِي إِلَيْهِمْ وَارْزُقْهُم مِّنَ الثَّمَرَاتِ لَعَلَّهُمْ يَشْكُرُونَ﴾

" હે અમારા પરવર દિગાર ! મેં મારી અમુક અવલાદને એવા જંગલમાં, જે ખેતીના લાયક નથી, તારા મુહતરમ ઘર પાસે લાવીને વસવાટ કરાવ્યો છે, પરવર દિગાર આ મેં એટલા માટે કર્યુ છે, કે એ લોકો અહીંયા નમાઝ કાયમ કરે, માટે તુ લોકોના દિલોને એમના તરફ મુશ્તાક બનાવ અને એમને ખાવા માટે ફળ આપ, શાયદ કે તેઓ શુક્ર ગુજાર બને."

હઝરત હાજિરહ થોડાક દિવસ તો પાણી અને ખજૂર ખાતા રહયા અને દૂધ પીતા ફરઝંદ હઝરત ઈસ્માઈલ (અલયહિસ્સલામ)ને દૂધ પાતા રહયા, પણ આખરે એવો વખત પણ આવ્યો, કે પાણી અને ખજૂર પૂરા થઈ ગયા અને હઝરત હાજિરહ (રદિ.) ઘણા જ પરેશાન થઈ ગયા, કેમકે પોતે પણ ભૂખ્યા હતા, એટલા માટે દૂધ ઉતરતું ના હતું, પરિણામે હઝરત ઈસ્માઈલ (અલયહિસ્સલામ) પણ ભૂખ્યા રહેતા હતા, અંતે જયારે હઝરત ઈસ્માઈલ (અલયહિસ્સલામ) ભૂખે બેતાબ થવા લાગ્યા, તો હઝરત હાજિરહ (રદિ.) પાણીની તલાશમાં નીકળ્યા અને હઝરત ઈસ્માઈલ (અલયહિસ્સલામ)ને એક જગાએ છોડી ભારે વ્યાકૂળ હાલતમાં **સફા** તરફ ગયા, પણ આંખોની ઠંડકને એકલા મુકીને આવ્યા હતા, એટલે વારંવાર વળી વળીને જોતા હતા, કે ફરઝંદ સલામત છે કે નહી ? જયારે બંને પહાડીઓના વચમાં આવ્યા અને પ્રાણ પ્યારા ફરઝંદ દેખાયા નહિ તો દોડયા અને **મરવહ** પહાડી ઉપર ચઢયા, ત્યાં પણ પાણીનું કોઈ નામો નિશાન ન હતું, ફરીવાર પાછા ફર્યા અને સફા તરફ દોડયા. આવી રીતે એમણે પાણીની શોધમાં **સફા - મરવહ**ના સાત ચકકર માર્યા, અને દરેક વખતે ખીણ (નીચી જગા, જયાંથી હઝ. ઈસ્માઈલ (અલ.) દેખાતા ના હતા) તરફ

દોડયા હતા. અને આ દરમિયાન અલ્લાહથી દુઆ પણ કરતા હતા, કે પાણી મળી જાય, સાતમાં વખતે જયારે તેઓ મરવહ ઉપર હતા તો તેમના કાનોમાં એક અવાઝ આવ્યો. તેઓ તે સાંભળી એકદમ ચોંકી ઉઠયા, અને દિલમાં કહેવા લાગ્યા કે કોઈક પુકારે છે. હઝરત હાજિરહ (રદિ.)એ જવાબ આપ્યો ''જો તમે મદદ કરી શકતા હોય તો સામે આવો, તમારો અવાજ સાંભળવામાં આવ્યો છે.'' જોયું તો સામે હઝરત જિબ્રઈલ (અલયહિસ્સલામ) હતા. હઝરત જિબ્રઈલ (અલયહિસ્સલામ)એ પોતાનો પગ મુબારક, તે જગા ઉપર માર્યો, જયાં આજે ઝમઝમનો કુવો છે, તો ત્યાંથી પાણીનું ઝરણું ફૂટી પડયું. હઝરત હાજિરહ (રદિ.)એ જયારે આ જોયું તો ચારેવ બાજુ પાળ બનાવવા લાગ્યા, પણ પાણી બરાબર નીકળતું જ રહયું.

અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું: અલ્લાહ તઆલા હઝરત હાજિરહ (રદિ.) ઉપર રહમ ફરમાવે, જો પાળ ના બાંધી હોત, તો એ પાણી એક મોટી નહેર બની જાત.

હઝરત હાજિરહ (રદિ.)એ પાણી પીધું અને પોતાની આંખોની ઠંડક (હઝરત ઈસ્માઈલ અલયહિસ્સલામ)ને દૂધ પીવડાવ્યું. ફરિશ્તાએ કહયું કે હાજિરહ ડરો નહિ, અલ્લાહપાક તમારા આ છોકરાને બરબાદ નહિ કરે. આ બયતુલ્લાહની જગા છે જેનું બાંધકામ આ છોકરો (હઝરત ઈસ્માઈલ અલયહિસ્સલામ) અને એના બાપ (હઝરત ઈબ્રાહીમ, અલયહિસ્સલામ)ની કિસ્મતમાં લખાઈ ચુકયું છે.

હઝરત ઈસ્માઈલ (અલયહિસ્સલામ)ની વાલિદહ પોતાના ફરઝંદને લઈને ત્યાં જ રહેતા હતા, અને કબીલએ બની જુહરમે ત્યાં આવીને વસવાટ કર્યો હતો અને પછી તે જ કબીલહમાં હઝરત ઈસ્માઈલ (અલયહિસ્સલામ)ની શાદી થઈ હતી.

ઝમઝમનું ઝરણું આજે પણ વહી રહયું છે. એની આજુ બાજુ એક કુવો બનાવવામાં આવ્યો છે. આ કુવામાં એટલું પાણી છે કે લાખો હાજીઓ હજારો વર્ષોથી એનું પાણી પીતા આવ્યા છે, પરંતુ કુવો ભરેલો જ રહે છે.

સન હિજરી ૧૩૯૯ માં મતાફનો ભાગ વધારવાના કારણે, આ

ઝરણા ઉપર ધાબૂં ભરવામાં આવ્યું છે અને હરમ શરીફની ચારેવ બાજુ પાઈપ લાઈનોથી ઝમઝમનું પાણી પહોંચી રહયું છે અને મકામે ઈબ્રાહીમના પાછળના ભાગમાં નીચે ઉતરવાના પગથિયાં બનાવીને સન હિજરી ૧૪૦૨થી ઝમઝમના કુવાની ઝિયારત કરવા તેમજ ઝમઝમનું પાણી પીવા માટે, નીચેનો ભાગ ખોલી આપવામાં આવ્યો છે, અને મર્દો તેમજ ઓરતો માટે અલગ અલગ વ્યવસ્થા કરવામાં આવી છે.

''ઝમઝમના કુવા''ને સવાબની નિય્યતથી જોવું ઈબાદત છે જેમકે ''બયતુલ્લાહ''ને જોવું ઈબાદત છે.

હરમૈન શરીફૈનમાં આપ જગા જગા વોટર કુલરો જોશો, જેની બંને બાજુ ગ્લાસો મુકવાનું સ્ટેન્ડ હોય છે, એ પણ સારી રીતે સમજી લો કે જમણા હાથ તરફના ખાનામાંથી આપે પીવા માટે ગ્લાસ લેવાનો છે અને પાણી પીધા પછી તે ગ્લાસ ડાબા હાથના ખાનામાં નાખી દેવાનો છે. થોડી થોડી વારે હરમના ખાદિમો આવે છે અને વપરાયેલા ગ્લાસ લઈ જાય છે, અને નવા ગ્લાસ મુકે છે.

જમણા હાથનાં ખાના ઉપર અરબીમાં લખેલું હોય છે, કાસાતુન નઝીફહ (એટલે ચોખ્ખા ગ્લાસ) અને ડાબા હાથનાં ખાના ઉપર લખેલું હોય છે કે, કાસાતુન મુસ્તઅ્મલહ (એટલે કે વપરાયેલા ગ્લાસ) અને બીજી વાત એ કે આ કુલરોમાં પાણી ઠંડું હોય છે, પણ જેઓ ઠંડું પાણી ના પીતા હોય તો યાદ રાખો, તમો જે કુલરોની લાઈન જોઈ રહયા છે, એમાંથી વચ્ચેના કુલર ઉપર લખાયેલું હશે કે ''સુકયા ઝમઝમ ગયરૂ મુબર્રદ'' એટલે કે આ કુલરનું પાણી ઠંડું નથી તો ઠંડું પાણી ના પીનારા તેમાંથી પાણી પી શકે છે. હકીકતમાં આપણે **''સઊદી હુકૂમત''**ના ઈન્તિજામને દાદ દેવી જ રહી.

કોઈ નાપાક વસ્તુને ઝમઝમથી ધોવામાં ન આવે, કપડાં હોય અથવા બીજી કોઈ વસ્તુ હોય. જનાબતવાળી વ્યકિતએ ઝમઝમના પાણીથી ગુસલ પણ ના કરવું જોઈએ, જો કે ''દુર્રે મુખ્તાર'' અને ''રદુલ મુહતાર''થી માલૂમ પડે છે કે ''ઝમઝમના પાણી''થી હદસને દૂર કરવું (ચાહેતો તે (હદસે અસગરથી) ''બેવુઝૂ''હોય, કે પછી (હદસે અકબરથી) ''ગુસલ'' વાજિબ હોય) જાઈઝ છે. અને ''ઝમઝમના પાણી''થી નાપાકીને દૂર કરવું

અથવા ધોવું મકરૂહ છે.

ઝમઝમના પાણીને બીજા અન્ય શહેરોમાં બરકત માટે લઈ જવું અને લોકોને પીવડાવવું મુસ્તહબ છે અને બિમારોને પાવું પણ જાઈઝ છે.

ઝમઝમના પાણીથી કોઈ વસ્તુ પકાવવી જાઈઝ છે.

ઝમઝમના પાણી પીવાથી તેમજ દુઆથી ફારિગ થઈ ગયા બાદ હવે તમને યાદ હોવું જોઈએ, કે ''અહમદાબાદ'' કે ''મુંબઈ''થી તમોએ જે એહરામ બાંધ્યું હતું, તે ઉમરહનું એહરામ હતું, અને અત્યાર સુધી આપે જે કઈ અમલ કર્યો તે ઉમરહના સિલસિલાનો જ કર્યો. ઉમરહના એહરામની નિય્યત કર્યા પછી, ૩ કામો ખાસ કરવાના હોય છે. (૧) તવાફ (૨) સફા–મરવહ દરમિયાન સઈ (૩) ત્યાર પછી માથાના બાલ મૂંડાવવા, અથવા કતરાવવા. આ ત્રણમાંથી એક એટલે કે તવાફ, અલ્હમ્દુલિલ્લાહ આપે પૂરો કરી લીધો, હવે તમારે સફા–મરવહની સઈ કરવા માટે જવાનું છે.

## સફા–મરવહ દરમિયાન સઈ

**સફા–મરવહ**ના વચ્ચે એક ખાસ રીતથી સાત ચકકર લગાવવાને શરીઅતની પરિભાષામાં **''સઈ''** કહેવામાં આવે છે. **હજ્જ–ઉમરહ** કરનાર માટે **''સઈ''** કરવી વાજિબ છે.

આપને પહેલાં હું જણાવી ચુકયો કે **''સફા– મરવહ''** તે જગા છે, જેના દરમિયાન હઝરત હાજિરહ (રદિ.)એ પાણીની શોધમાં વ્યાકૂળતાપૂર્વક દોડ લગાવી હતી, **મસ્જિદે હરામ**ની નવેસરથી ત'અ્મીર થયા બાદ, ત્યાંનો નકશો એકદમ બદલાઈ ગયો છે. ''સફા– મરવહ'' જે બે પહાડીઓ હતી, અને બંનેના વચમાં એક લાંબુ મોટું બઝાર હતું, હાજી લોકો **''સફા– મરવહ''**ની **''સઈ''**, આ બઝારવાળી સડક ઉપર જ કરતા હતા. હવે તે બઝાર ખતમ કરી દેવામાં આવ્યું છે અને એમ લાગે છે કે જાણે આ ભાગ પણ મસ્જિદે હરામમાં દાખલ છે.

''સઊદી હુકૂમતે'' હાજીઓ માટે જે રાહતો કરી છે, તેમાંની એક આ પણ છે કે બંનેના વચ્ચેના રસ્તામાં સંગે મરમર બીછાવી દીધા છે, તેને એર કંડીશન કર્યા છે અને હાજીઓની ભીડના કારણે બે માળના બનાવી

દીધા છે, એટલે ઉપર પણ સઈ કરવામાં આવે છે, ભીડ વધારે હોય તો ઉપર જઈને સઈ કરશો તેમાં આપને રાહત રહેશે.

ઉપર જવા માટે સફા તથા મરવહ બંને તરફ ઈલેકટ્રીકલ સીડીઓ છે, અને એ સિવાય વચમાં સાદી સીડીઓ પણ છે.

''સઈ'' કરવામાં લગભગ લોકો એ ભૂલ કરે છે કે, ''સઈ'' શરૂ કરતા પહેલાં ''હજરે અસ્વદ''ને ''ઈસ્તિલામ'' કર્યા વગર જ ''સઈ'' માટે ચાલ્યા જાય છે, હાલાં કે જેવી રીતે ''તવાફ'', ''હજરે અસ્વદ''ના ''ઈસ્તિલામ''થી શરૂ કર્યો હતો, એ જ રીતે, ''સઈ'' પણ ''હજરે અસ્વદ''ના ''ઈસ્તિલામ''થી શરૂ કરવી રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સુન્નત છે.

તો આપે હવે ''સઈ'' કરવા જવાનું છે, માટે ''હજરે અસ્વદ''ને ''ઈસ્તિલામ'' કરી લો અથવા દૂરથી તેના તરફ બંને હથેળીઓ કરી, તેને ચૂમી લો, અને ''બાબુસ્સફા'' ઉપર આવો.

હજરે અસ્વદની નિશાનીવાળી કાળી પટ્ટી, જયાં પૂરી થાય છે, ત્યાં મોટા અક્ષરે અરબી અને ઈંગ્લીશમાં ''અસ્સફા''નું બોર્ડ લગાવેલું છે, ત્યાંથી થોડા આગળ ચાલતાં, પહાડની નિશાની શરૂ થઈ જાય છે.

આ વાત પણ જણાવી દઉં, કે સફા પહાડી ઉપર એકદમ ઉપરના ભાગે, સઉદી હુકૂમતે એક ઓફિસ બનાવેલી છે, ત્યાં મા'ઝૂર અને એવા કમઝોરો માટે, જેઓ ચાલીને તવાફ કે સઈ નથી કરી શકતા, ચેર (ખૂરશી) આપવાનો ઈન્તિજામ કર્યો છે, અને તેની રીત આ છે કે, આપનો પાસપોર્ટ ત્યાં જમા કરાવો, તો આપને એક વ્હીલચેર આપશે, આપ પોતાના માણસને તે વ્હીલચેર ઉપર તવાફ કે સઈ કરાવ્યા પછી, પાછી તે વ્હીલચેર ત્યાં જ ઓફિસે જમા કરાવી આપો, એટલે આપને આપનો પાસપોર્ટ પાછો આપશે. જેટલી વ્હીલચેર જોઈતી હોય, એટલા પાસપોર્ટ આપવા પડે છે. પણ જો તમારે વ્હીલચેરની સાથે સાથે વ્હીલચેર ચલાવનારો પણ જોઈતો હોય, તો પાસપોર્ટ જમા કરાવવાની જરૂરત રહેતી નથી, આ જ જગાએ ઘણા બધા માણસો પોતપોતાની વ્હીલચેર લઈને બેસેલા હોય છે તેમાંથી ગમે તે એકને બોલાવી મઝદૂરી નકકી કરી લો, અને આપનું કામ પૂરુ થયે,

એમની મઝદૂરી આપી એમને રવાના કરી દો.
તમો જયારે ''સફા'' પહાડી પાસે પહોંચો તો આ પઢો :

اَبْدَأُ بِمَا بَدَأَ اللّٰهُ بِهٖ اِنَّ الصَّفَا وَالْمَرْوَةَ مِنْ شَعَائِرِ اللّٰهِ.

(અબ્દઉ બિમા બદઅ લ્લાહુ બિહી, ઈન્નસ્સફા વલ મરવત મિન શઆઈરિ લ્લાહિ.)

" હું (સઈ)તે જ જગાએથી શરૂ કરું છું જેનું અલ્લાહ તઆલાએ પહેલા વર્ણન કર્યુ છે, (જેમકે ફરમાવ્યું:) બેશક સફા અને મરવહ અલ્લાહ તઆલાની નિશાનીઓમાંથી છે."

અને ''સફા'' ઉપર એટલી ઉંચાઈએ ચઢો કે ''કઅબહ'' શરીફ દેખાય (વગર ચઢે કઅબતુલ્લાહ જોવાય તો પણ ચઢવું મસ્નૂન છે.)

નવા બાંધકામ પછી સફાની ઉંચાઈના પ્રથમ ભાગ પર ચઢવું, જયાંથી બયતુલ્લાહ નજર આવે, બસ છે. અમૂક લોકો બિલ્કુલ દિવાલ સુધી ચઢી જાય છે, એ સહીહ નથી.

હવે દિલમાં ''સઈ''ની નિય્યત કરો અને મોંથી આ પઢો :

اَللّٰهُمَّ اِنِّى اُرِيْدُ السَّعْىَ بَيْنَ الصَّفَا وَالْمَرْوَةِ سَبْعَةَ اَشْوَاطٍ لِوَجْهِكَ الْكَرِيْمِ فَيَسِّرْهُ لِىْ وَتَقَبَّلْهُ مِنِّىْ.

(અલ્લાહુમ્મ ઈન્ની ઉરીદુ સ્સઅ્ય બય્ન સ્સફા વલ મર્વત સબ્અત અશ્વાતિન લિ વજહિકલ કરીમ ફ યસ્સિરહૂ લિ વ તકબ્બલહુ મિન્ની.)

"અય અલ્લાહ હું આપની રઝામંદી માટે સફા–મરવહના સાત ચકકરોનો ઈરાદો કરુ છું. આપ મારા માટે તે આસાન ફરમાવી દો અને તેને કબૂલ ફરમાવો. (દિલથી નિય્યત કરી શકો છો, પરંતુ મોંઢેથી બોલવું અફઝલ છે.)

પછી બંને હાથ આસ્માન તરફ એ પ્રમાણે ઉઠાવો, જે પ્રમાણે દુઆમાં ઉઠાવવામાં આવે છે. નમાઝની ''તકબીરે તહરીમહ''ની જેમ ના ઉઠાવશો, જેમકે ઘણા અભણ લોકો આ પ્રમાણે કરે છે. પછી અલ્લાહ

તઆલાની હમ્દ અને ષના બયાન કરો, ત્યાર પછી તેની તવહીદ બયાન કરો, ખાસ કરીને કલિમએ તવહીદ પઢો જે આ પ્રમાણે છે.

لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْکَ لَهٗ لَهُ الْمُلْکُ وَلَهُ

الْحَمْدُ وَهُوَ عَلٰی کُلِّ شَیْءٍ قَدِيْرٌ

(લા ઈલાહ ઈલ્લલ્લાહુ વહદહૂ લા શરીક લહૂ, લહુલ મુલ્કુ વલહુલ હમ્દુ વહુવ અલા કુલ્લિ શયઈન કદીર.)

" અલ્લાહના સિવાય કોઈ મઅબૂદ નથી, તે એક છે, તેમનો કોઈ ભાગીદાર નથી, તેમની બાદશાહી છે, અને બધા વખાણ તેમના જ માટે છે, અને તેઓ દરેક વસ્તુ ઉપર કાદિર છે."

અને ત્રીજો કલિમો, કલિમએ તમજીદ પણ પઢો :

سُبْحَانَ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ وَلَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَکْبَرُ

وَلَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَلِيِّ الْعَظِيْمِ

(સુબ્હાન લ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહિ વલા ઈલાહ ઈલ્લ લ્લાહુ વ લ્લાહુ અકબર, વલા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહિલ અલિય્યિલ અઝીમ.)

"અલ્લાહ તઆલા પાક છે અને બધા વખાણ અલ્લાહ તઆલાના માટે છે અને અલ્લાહ સિવાય કોઈ મઅ્બૂદ નથી, અને અલ્લાહ સૌથી મોટા છે, અને ગુનાહોથી બચવાની તાકત અને સારા કામો કરવાની તાકત, અલ્લાહના તરફથી છે,જે મોટી શાન અને અઝમતવાળા છે.."

પછી અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરો કે, તેણે ફકત પોતાના ફઝલો કરમથી આ મુબારક અને પાક જગાએ આપને પહોચાડયા અને ખૂબ ઈત્મીનાનથી દુઆ કરો અને અહીંયાં જે પણ ચાહો તે માંગો અને વધારે વખત ઊભા રહો. લગભગ ૨૫ આયતો પઢી શકાય એટલી વાર ઉભા રહો, ત્યાર પછી પોતાની આદત પ્રમાણે ઝિક્ર કરતાં કરતાં, અને દુઆ માંગતાં માંગતાં, "મરવહ" પહાડી તરફ ચાલો.

સઊદી હુકૂમતે જવા આવવાના રસ્તાઓ, અલગ અલગ કરી

આપ્યા છે, અને વચમાં મઅઝૂર લોકોની ગાડીઓ ચલાવવાના રસ્તા પણ બનાવેલા છે.

**''સફા- મરવહ''**ના વચમાં પણ દિલથી દુઆ માંગો, કે ઈલાહી આ સઈ હઝરત હાજિરહ (રદિ.) હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ) અને હઝરત ઈસ્માઈલ (અલયહિસ્સલામ)ની યાદગાર છે. એજ પ્રમાણે મને અને મારી અવલાદને તારા દીનની મહેનત અને કોશિષ માટે ચાલવાની તૌફીક અર્પણ ફરમાવો. અને આ દુઆ પઢતા રહો :

رَبِّ اغْفِرْ، وَارْحَمْ، اَنْتَ الْاَعَزُّ الْاَكْرَمْ

(રબ્બિગફિર, વર્હમ, અન્તલ અઅઝઝુલ અકરમ.)

''અય અલ્લાહ તઆલા મને મુઆફ ફરમાવો, અને મારા ઉપર રહમ ફરમાવો, તમો સૌથી વધૂ ઈઝઝત અને બુઝુર્ગીવાળા છો.''

અને બીજી દુઆઓ પણ માંગો. પછી આગળ ચાલતાં ચાલતાં, લીલા રંગના થાંભલાઓ, જમણી તથા ડાબી બંને બાજુ આવશે. (લીલા રંગની ટયુબો ૨૪ કલાક સળગેલી રહે છે.) તો એ થાંભલાઓ જયારે તમારાથી બે ચાર ફૂટ દૂર હોય, ત્યારથી જ મર્દોએ (ઓરતો એ નહિ.) ઝડપથી ચાલવાનું છે અને દોડતાં દોડતાં, આગળ ફરીવાર બીજા લીલા થાંભલાઓ, ડાબી તથા જમણી બંને તરફ આવશે, તો તેનાથી બહાર નીકળી જાઓ, ત્યાં સુધી ઝડપથી ચાલતા રહો, પછી મર્દોએ આહિસ્તા ચાલવાનું છે, જેથી તમારી સાથે જે ઓરતો હતી અને તમારા ઝડપથી ચાલવાના કારણે તેણીઓ પાછળ રહી ગઈ છે, તેણીઓ તમારા સાથે થઈ શકે. હવે આગળ મરવહ પહાડી આવશે, તો તેના ઉપર પણ એટલી ઉંચાઈએ ચઢો, કે જો સામે મકાનો ના હોત, તો બયતુલ્લાહ દેખાત! (હવે ત્યાં બાંધકામ થઈ જવાથી બયતુલ્લાહ નઝર નથી આવતું). બયતુલ્લાહ તરફ મોઢું કરીને ઉભા રહો અને ત્યાર પછી, જે રીતે સફા પહાડી ઉપર ઝિક્ર અને દુઆ કરી હતી, અહીંયા પણ તેમજ કરો, હવે આ તમારો એક ચકકર પૂરો થયો. હવે મરવહથી સફા તરફ ઉતરીને ચાલો અને લીલા થાંભલાઓ આવે, ત્યારે પહેલાનાં જેમ જ ઝડપથી ચાલો, અહીંયાં સુધી કે બીજા લીલા થાંભલાઓ

આવી જાય અને ત્યાર પછી આહિસ્તા ચાલો જેમકે પહેલા ચકકરમાં કર્યુ હતું. હવે તમે સફા ઉપર પહોંચી પહેલાની જેમ જ દુઆ કરો, આ તમારો બીજો ચકકર થયો. આજ પ્રમાણે તમારે સાત ચકકરો પૂરા કરવાના છે. સાતમો ચકકર મરવહ પહાડી ઉપર પૂરો થશે.

સઈ દરમિયાન તમને આ રસ્તા ઉપર ઈસ્લામી દુન્યાના ખૂણે ખૂણાના મુસ્લિમો એક જ લિબાસમાં, એક જ તરાનું ગાતાં, એક ઈશ્કની કૈફિયતમાં જતાં આવતાં જોવા મળશે. તેઝ કદમ, ખુલ્લુ માથું, અલ્લાહનો ઝિક્ર કરતાં જઈ રહયા હશે. એમાં માલદારો હશે, અને ગરીબો પણ, ગોરા, કાળા, મર્દો, ઓરતો પણ જોવા મળશે. પણ કોઈને કશું જ જોવાની ફુરસદ નહિ હોય. ઘણી વખતે તો આશિકોનાં આ મજમાને અને તેમની આશિકાના અવરજવરને જોઈને દિલ પર અજીબ કૈફિયત છવાય જાય છે.

(એક ખાસ વાત તરફ ધ્યાન અપાવું, કે આ જે સાત ચકકરો લગાવવાના છે, એમાં આપની ભૂલ થઈ શકે છે, અને બની શકે છે, કે આપને યાદ ના રહે કે આપે કેટલા ચકકરો કર્યા છે, માટે ચકકરોને યાદ રાખવા માટે સાત દાણાની તસ્બીહ આંગણીમાં પરોવી રાખવી અને દરેક ચકકર પર એક એક દાણો હટાવતા રહેવું..

બીજી વાત એ કે, આપ સઈ કરી રહયા છો, અને હજુ ૩ કે ૪ કે એથી ઓછા વત્તા ચકકરો માર્યા છે, અને મસ્જિદે હરામમાં નમાઝ ઉભી થઈ રહી છે તો તમો પણ સઈ કરવાનું છોડીને, જમાઅતની નમાઝમાં શરીક થઈ જાઓ, અને નમાઝ પછી બાકીના ચકકરો પૂરા કરો. ત્રીજી વાત એ કે સઈમાં વુઝુ હોવું મુસ્તહબ છે, વુઝૂ વગર પણ સઈ થઈ જાય છે.)

હવે તમે સઈના સાત ફેરા પૂરા કર્યા છે, એટલે મતાફમાં આવી, કોઈ પણ જગાએ બે ર'કા'ત નમાઝ પઢો. (શરત આ છે કે મકરૂહ વખત ના હોય, અને સફા કે મરવહ ઉપર નફલ ના પઢશો, ત્યાં નમાઝ પઢવી મકરૂહ અને બિદ્અત છે.)

## માથું મૂંડાવવું

હવે "ઉમરહ"ના બધા જ કામો પૂરા થઈ ગયા, એટલે મસ્જિદથી

બહાર આવો, અને હવે આપને બાલ મૂંડાવવાના છે.

આપને એ પણ જણાવતો ચાલું કે, જયારે તમો સાતમો ચકકર પૂરો કરીને મરવહ પહાડી ઉપર પહોંચશો ત્યારે, તમે જોશો કે, ત્યાં કેટલાક લોકો કાતર લઈને ઉભેલા હોય છે અને ઘણા લોકો એમનાથી થોડાક જ બાલ કપાવી લે છે, તો યાદ રાખો કે હન્ફી મઝહબ પ્રમાણે, આવું કરવાથી માણસ એહરામથી નીકળતો નથી, અને હલાલ થતો નથી.

આપણે એટલું વિચારવું જોઈએ, કે જયારે આપણે પોતાનું ઘર અને વતનથી અલ્લાહની રજામંદી માટે નીકળ્યા છે, પહેરવેશ બદલ્યો છે, અને પોતાની પૂરી શકલ–સૂરત બદલી નાંખી છે, તો પછી બાલ મૂંડાવવામાં શુ વાંધો આવે છે ? એકદમ છેલ્લા ટાઈમે પોતાને સૌથી ઉચા અમલથી કેમ મહરૂમ કરો છો ? ઉમરહ તો ખૂબ કરો છો, પણ એવું મા'લૂમ પડે છે કે દિલોના અંદર બાલોની મુહબ્બત શરીઅત કરતાં વધારે છુપાયેલી છે. સારું તો આ છે કે, અસ્તરાથી બધાજ બાલ મૂંડી નાખવામાં આવે, જેને હલક કહેવામાં આવે છે, અને જો હલક ના કરાવો તો કસ્‌ર (બાલો કતરાવવા) કરવું જરૂરી છે, અને તે પણ આખા માથાના વાળ કતરાવવા. ચોથા ભાગનો હલક કે કસર મકરૂહે તહરીમી છે, જોકે તેનાથી હલાલ થઈ જવાશે અને જો માથાના વાળ આંગળીના વેઢાથી પણ નાના હોય, તો હલક કરાવવું વાજિબ છે, તેના વગર ચાલશે નહિ.

અનેકવાર ઉમરહ કરનારાઓ માટે બેહતર આ છે કે, પહેલી વખતે માથું મુંડાવી નાખે, બીજીવાર જયારે માથા પર બાલ ના હોય તો ખાલી અસ્તરો ફેરવી આપે. એવી રીતે દરેક વખતે હલકનો સવાબ મળતો રહેશે.

આ મસ્અલો પણ જાણી લો કે જયારે મુહરિમ (એહરામવાળો) બાલ મૂંડાવવા સિવાયનાં બધાજ કામોથી ફારિગ થઈ જાય, અને ફકત બાલ મૂંડાવવાનું જ બાકી હોય, તો આવો માણસ, (ઓરત કે મર્દ) પોતાના બાલ પણ કાપી શકે છે, અને એના જેવા બીજા મુહરિમ, કે તેને પણ ફકત બાલ જ મૂંડાવવાનું બાકી છે, તેના બાલ પણ કાપી શકે છે.મુસ્તહબ આ છે, કે હલક કે કસર કરાવતી વેળા તકબીર કહે, અથવા દુઆ માંગે.

ઓરત પૂરા માથાના બાલ આંગળીના વેઢા જેટલા કપાવે, એ

સુન્નત છે, ચાહે પોતે પોતાના બાલ કાપે, અથવા મહરમ (જેની સાથે નિકાહ જાઈઝ નથી) અથવા ધણી પાસે કપાવે, ગેરમહરમ પાસે ઓરતે બાલ કપાવવા જાઈઝ નથી.

અલહમ્દુલિલ્લાહ, હવે બાલ મુંડાવી કે કપાવીને ફારિગ થઈ ગયા એટલે આપનો ઉમરહ પણ પૂરો થઈ ગયો, અને આપનું એહરામ પણ પુરૂ થયું. હવે આપના ઉપર એહરામની કોઈ પણ પાબંદી બાકી નથી. ન્હાવું, સીવેલા કપડાં પહેરવું, ખૂશ્બુ લગાવવી વગેરે જાઈઝ છે અને હવે તમારા માટે તે બધી જ વસ્તુઓ જાઈઝ થઈ ગઈ છે, જે એહરામના કારણે નાજાઈઝ હતી.

''ઉમરહ''ને હજ્જે અસગર (નાનો હજ્જ) પણ કહેવામાં આવે છે. ઈસ્તિતાઅત (શકિત) અને કુદરત હોય તો પૂરી ઉમરમાં એક વાર ઉમરહ કરવું સુન્નતે મુઅકકદહ છે, અને કેટલાક ફુકહાએ કિરામ વાજિબ પણ કહે છે.

હવે ઈન્શાઅલ્લાહ ૮ ઝિલ્હજ્જનાં આપે હજ્જનું એહરામ બાંધવાનું છે, ત્યાં સુધી તમારે મકકહ મુઅઝઝમહમાં એહરામ વગર જ રહેવાનું છે. પણ આ સમયગાળામાં મિનિટે મિનિટની કદર કરશો. બેકાર કામોમાં પોતાનો ટાઈમ ના વીતાવશો અને જેટલું પણ શકય હોય, એટલું મસ્જિદે હરામમાં જ પોતાનો ટાઈમ વીતાવશો. શું ખબર ઝિંદગીમાં ફરી આવો ખૂશનસીબ મોકો મયસ્સર થાય છે કે કેમ ?

હદીષમાં છે, કે જે માણસ થોડીવાર માટે મકકહની ગરમીને વેઠશે, તો તેનાથી જહન્નમ સો વર્ષ દૂર થઈ જશે.(અલબહરુર્રાઈક)

હદીષમાં છે, કે જે માણસ મકકહ મુકર્રમહમાં એક દિવસ માટે બીમાર થાય, તો મકકહ મુકર્રમહ સિવાયની બીજી જગાની સાઈઠ વર્ષની ઈબાદતના બરાબર સવાબ લખવામાં આવશે. (અલબહરુર્રાઈક)

માટે ખૂબ નફલ તવાફ કરો.હાજી હોવાની હૈસિયતથી મકકહ મુકર્રમહ આવનાર દરેક માણસ અલ્લાહનો મહેમાન છે. આવા મેઝબાનની લાઝવાલ નેઅ્મતો અને રહમતોની તલબમાં દરેક મહેમાનનો ફર્ઝ છે કે, તે વધારામાં વધારે પ્રમાણમાં તેના પવિત્ર દર ઉપર હાજરી આપતો રહે,

એટલે કે તવાફ કરતો રહે, અને યાદ રાખો કે દુન્યામાં તમે જયાં પણ હશો, દરેક જગાએ, નમાઝ, રોઝહ અને તિલાવત વગેરે કરી શકો છો, પરંતુ તવાફની સઆદત  ફકત અને ફકત, ખાનએ કઅબહમાં જ મયસ્સર થાય છે, એટલે આ સમયગાળાને ગનીમત સમજો, અને વધારેમાં વધારે તવાફ કરો.

ઉગ્ર ગરમી અને વરસાદની હાલતમાં તવાફ કરવાની વધુ ફઝીલત છે. કેટલાક જાણકાર માણસો આવી પળોની રાહ જોતા હોય છે, કેટલાક દરેક નમાઝ પછી તવાફ કરે છે તો કેટલાક ભીડના સમયે તવાફ કરવાનું પસંદ કરે છે કે ન જાણે આ તવાફ કરનારાઓમાં કોની બરકતથી અમારો તવાફ પણ કબૂલ થઈ જાય અને અમારી દુઆઓ કબૂલ થઈ જાય, અલ્લાહની રહમત કોઈના તરફ મંડાયેલી હોય અને અમોને પણ ન્યાલ કરી જાય.

એ સિવાય તિલાવત પણ ખૂબ કરો. હજ્જની તારીખો પહેલાં, હરમ શરીફમાં બેસીને ઓછામાં ઓછા,  એક વખત તો કુર્આન શરીફ જરૂરથી પુરૂ કરો.

અને વિશેષ રૂપે તમો એવો ખ્યાલ રાખશો કે, તમારી અહીંયાંની હાજરી કોના કરમના તુફૈલ છે ? આ બધુંજ આકાએ નામદાર સરવરે કાઈનાત હઝરત મુહમ્મદ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના તુફૈલથી છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના એહસાનોનો તકાઝો આ છે, કે સૌથી પહેલાં નફલ તવાફ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના માટે કરવામાં આવે, અને તે તવાફમાં કોઈ પણ જાતની દુઆઓ પઢવાના બદલે પૂરા તવાફમાં ફકત દુરૂદ શરીફ જ પઢવામાં આવે,

ત્યાર પછી, થોડીક હિંમતથી કામ લેશો, અને ખુલફાએ રાશીદીન વગેરેને બખ્શવાની નિય્યતથી પણ તવાફ કરશો. તમારા મર્હૂમો માટે, તમારા મુહસિનો માટે,તમારા સગાઓ વગેરે માટે પણ તવાફ કરશો. મતલબ કે આ મૌકાનો પૂરેપૂરો ફાયદો ઉઠાવશો.

એટલું યાદ રાખશો કે, દરેક તવાફ પછી બે રકા'ત નમાઝ પઢવી જરૂરી છે, માટે જયારે જયારે પણ તવાફ પૂરો થાય, પહેલા તવાફની બે

રક્અતો પઢવી અને ત્યાર પછી જ બીજો તવાફ શરૂ કરવો. હા, મકરૂહ ટાઈમ હોય તો તવાફ કરવાનું ચાલુ રાખશો અને મકરૂહ ટાઈમ નીકળી ગયા પછી, બધાની બે બે રકા'તો પઢી લેશો.
(ફજરની નમાઝ પછીથી સુર્ય ઊગી ઊંચો થવા સુધી, ઝવાલના સમયે અને અસર પછીથી ગુરૂબ થવા સુધી, આ ત્રણ મકરૂહ ટાઈમો છે.)

જેમકે અસરની નમાઝ પછી તવાફ કરી રહયા છો, તો અસરની નમાઝ પછી નફલ નમાઝ જાઈઝ નથી, માટે જેટલા તવાફો કરવા હોય તે કરો, અને મગરિબ પછી દરેક તવાફની બે બે રકા'તો પઢી લો. દા.ત. અસર પછી કુલ ત્રણ તવાફ કર્યા, તો મગરિબ પછી છ રક્અતો, બે બે રકા'તો કરીને પઢી લો.

તમારી દરેક નમાઝ હરમ શરીફમાં જ થાય તેનો એહતિમામ કરશો. મસ્જિદે હરામમાં નમાઝ પઢવાની ફઝીલત જગતની બધી જ મસ્જિદોથી વધારે છે. એક નમાઝનો સવાબ એક લાખ નમાઝો બરાબર છે. માટે બજારોમાં હરવા, ફરવા અને શોપીંગમાં હરમ શરીફની જમાઅતો સાથેની નમાઝો ના છૂટે એનો ખ્યાલ રાખશો. હા, કોઈ ઉઝર હોય, તો પોતાના રૂમ કે નજીકની મસ્જિદમાં પણ પઢી શકો છો.

ઉપરોકત સવાબ ફકત ફર્ઝ નમાઝોનો છે. નફલ નમાઝનો સવાબ એટલો નથી. નફલ નમાઝ પોતાના રૂમમાં પઢવું અફઝલ છે. તેમજ મજકૂર સવાબ ફકત મર્દો માટે છે, ઓરતો માટે નથી. ઓરતોા માટે પોતાના રૂમમાં જ ફર્ઝ નમાઝો પઢવું મુસ્તહબ અને અફઝલ છે.

ઓરતોને પોતાના રૂમમાં નમાઝ પઢવાનો સવાબ ઈન્શાઅલ્લાહ એટલો જ મળશે, જેટલો કે મર્દોને મસ્જિદે હરામમાં નમાઝ પઢવાનો મળે છે. અને જો મસ્જિદે હરામમાં પઢે તો તે જગાએ પઢે કે જયાં ફકત ઓરતો જ ઈબાદત કરે છે.

એક ખાસ મસ્અલો પણ જાણી લ્યો કે આજકાલ મસ્જિદે હરામમાં ઓરતો બાજમાઅત નમાઝમાં મર્દોની સાથે અથવા મર્દોની આગળ ઉભી થઈ જાય છે, જેને શરીઅતની ભાષામાં ''મુહાજાત'' કહેવામાં આવે છે. ''મુહાજાત''થી ત્રણ માણસોની નમાજ ફાસિદ થઈ જાય છે. (૧) ઓરતથી

જમણી બાજુવાળા મર્દની (૨) ઓરતથી ડાબી બાજુવાળા મર્દની (૩) ઓરતની પાછળની સફમાં ઓરતની સીધમાં ઉભા થનાર મર્દની.–––આનાથી ઓરતોએ બચવું જોઈએ.

નોટ :– મસ્જિદે હરામમાં નમાઝ પઢતી વખતે એ વાતનો ખાસ ખ્યાલ રાખો કે, નમાઝમાં તમારુ મોં અને છાતી, એકદમ કિબ્લહ તરફ થવાં જોઈએ, એટલે કે જો નમાઝીના ચેહરા સામેથી એક સીધી લીટી ખેંચવામાં આવે તો તે લીટી બયતુલ્લાહના કોઈ ભાગને ચીરીને આગળ નીકળી જાય, આના માટે **સઊદી હુકૂમતે**, મસ્જિદે હરામમાં કિબ્લહરૂખ માટે જે પટ્ટીઓ બનાવી છે તે મુજબ જ નમાઝમાં ઊભુ રહેવું જરૂરી છે, જો આવું નહીં કરો તો નમાઝ થશે નહીં.

અને જો ઓરતોની સફ આગળ અને મર્દોની સફ પાછળ હોય, તો મર્દોની નમાઝ સહીહ થશે નહિ.

નફલો, તિલાવત, ઝિક્ર માટે આ જગાથી બેહતર કઈ જગા હોઈ શકે છે ? અને જો ખાલી હરમ શરીફમાં બેસવાનું પણ થાય, તો મુહબ્બત અને અઝમતના સાથે બયતુલ્લાહ શરીફને વારંવાર જોતા રહેશો. રબ્બુલ આલમીનનું આ તે ઘર છે, જેના તરફ જોવું પણ ઈબાદત છે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, કે અલ્લાહ તઆલા કા'બા શરીફ ઉપર હર વખત એકસો વીસ (૧૨૦) રહમતો ઉતારે છે. જેમાંથી સાઈઠ (૬૦) તવાફ કરવાવાળાઓ ઉપર, ચાલીસ (૪૦) નમાઝ પઢનારાઓ ઉપર અને વીસ (૨૦) કા'બા શરીફને જોવાવાળાઓ માટે. (તબરાની)

હદીષનો અર્થ આ થયો, કે જે માણસ બયતુલ્લાહનો તવાફ પણ કરે છે, મસ્જિદે હરામમાં નમાઝ પણ પઢે છે, અને કઅબતુલ્લાહને જુએ પણ છે, તો તે બધીજ એટલે કે ૧૨૦ (એકસોવીસ) રહમતોનો હકદાર થશે.

એક રિવાયતમાં છે કે જે માણસ બયતુલ્લાહનો તવાફ કરે છે તે એક પગ ઉઠાવીને બીજો પગ મુકે એટલામાં અલ્લાહ તઆલા તેની એક ભૂલ માફ કરી આપે છે અને એક નેકી લખી આપે છે અને એક દરજો બુલંદ કરે છે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું છે કે જે માણસ બયતુલ્લાહના પચાસ તવાફ કરે તો તે સગીરહ ગુનાહોથી એવો પાક થઈ જાય છે કે જાણે આજે જ એની માંએ એને જન્મ આપ્યો હોય. (તિરમિઝી)

ઉલમાએ કિરામ ફરમાવે છે કે ઉપરોકત ફઝીલત પ્રાપ્ત કરવા માટે એકજ સમયે લગાતાર તવાફ કરવું જરૂરી નથી, બલ્કે ઝિંદગી ભરમાં થોડા થોડા કરીને એ પચાસની સંખ્યા પૂરી કરે તો પણ એ ફઝીલત પ્રાપ્ત થશે. ઈન્શાઅલ્લાહ.

કઅબતુલ્લાહની બુલંદીનો અંદાઝ એનાથી લગાવી શકાય છે, કે ખાતિમુલ અંબિયા વલ મુરસલીન, સય્યિદુલ અવ્વલીન વલ્ આખિરીન, હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પણ એનો તવાફ કર્યો છે. અને એના તરફ નમાઝ પઢવાનો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને હુકમ હતો, અને હવે કિયામત સુધી, માત્ર તે અને તે જ ઘર ખુદાપરસ્તો માટે કિબ્લહ છે.

# હજ્જ

**૮ ઝિલ્હજ્જના હજ્જનું એહરામ અને મિના રવાનગી :**

ઝિલ્હજ્જની આઠમી તારીખને "યવમુત્તરવિયહ" પણ કહે છે. તરવિયહનો અર્થ પાણી પાવું થાય છે, આ દિવસે લોકો ઊંટને પાણી પીવડાવતા હતા, એના કારણે આઠમી તારીખને "યવમુત્તરવિયહ" કહેવામાં આવે છે.

જે દિવસો માટે અલ્લાહ તઆલાએ તમોને બોલાવ્યા હતા, તે દિવસો આવી ગયા. યાદ રાખો, આ દિવસો આપના પૂરા સફરની જાન છે.

ઝિલ્હજ્જની આઠમી તારીખથી "હજ્જ"ના અરકાનો શરૂ થઈ જાય છે. આઠમીના સૂર્ય ઉગ્યા પછી એહરામની હાલતમાં બધા હાજીઓએ મિના જવાનું છે.

જો તમો ૮ ઝિલ્હજ્જ પહેલાં હજ્જનું એહરામ બાંધવા ચાહો તો બાંધી શકો છો, પણ આપના માટે સહૂલત એમાંજ છે કે ૮ ઝિલ્હજ્જની

સવારમાં હજ્જ માટે એહરામ બાંધો. (હરમવાસીઓ પણ આજે એહરામ બાંધશે.)

આજકાલ મુઅલ્લિમ લોકો પોતાની ઈન્તિઝામી સહૂલત, ટ્રાન્સપોર્ટની મુશ્કેલી અને અડચણોના કારણે સામાન્ય રીતે હાજીઓને આઠમી ઝિલ્હજ્જની રાત્રેજ ઈશા પછી કોઈ પણ વખતે ''મકકહ
મુકર્રમહ''થી ''મિના'' લઈ જાય છે, જો મજબૂરી હોઈ તો ચાલ્યા
જવામાં વાંધો નથી.

''અહમદાબાદ''થી કે ''મુંબઈ''થી હવાઈ જહાઝમાં બેસતાં

પહેલાં
આપે જેવી રીતે ગુસલ કરીને એહરામ બાંધ્યું હતું, એ જ પ્રમાણે આ એહરામ પણ બાંધવાનું છે. બંનેમાં કોઈ ફરક નથી.

હજ્જનું એહરામ હુદૂદે હરમની કોઈ પણ જગાએથી બાંધી શકો છો, તમે જે મકાનમાં ઉતર્યા છે, ત્યાંથી પણ બાંધી શકો છો.

એહરામ બાંધીને મસ્જિદે હરામમાં આવો અને સહૂલત હોય તો ''તવાફે તહિય્યહ'' કરો (આ તવાફ ફર્ઝ કે વાજિબ નથી, માટે કરવો જરૂરી નથી અને આ તવાફમાં ''રમલ'' કે ''ઈજતિબાઅ'' પણ નથી.

જો તમારી સાથે કમઝોર અને જઈફ લોકો તેમજ ઓરતો હોય અને તમે આ નફલ તવાફમાં, તવાફે ઝિયારત, કે જે ૧૦, ઝિલ્હજ્જના કરવામાં આવશે, તેનું ''રમલ'' અને ''ઈજતિબાઅ'', તેમજ ''સઈ'' આ તવાફમાં એડવાન્સ કરી લેવા માંગતા હોય, તો કરી શકો છો, એટલે કે પછી તમારે તવાફે ઝિયારતમાં રમલ, સઈ કરવાની જરૂરત નહિ રહે.

પણ જે લોકો મજબૂત અને નવજુવાન છે, તેઓએ આ પ્ર માણે એડવાન્સમાં તવાફે ઝિયારતના ''રમલ'', તથા ''સઈ'' ના કરવાં જોઈએ, અને તવાફે ઝિયારત માં જ રમલ, સઈ વગેરે કરે.

નફલ તવાફ કરીને માથું ઢાંકીને બે રકા'ત વાજિબુત્તવાફ પઢો.

જો ભીડ હોય અથવા કોઈ કારણસર તવાફ ના કરવો હોય તો,

اَللّٰهُمَّ اِنِّی اُرِیْدُ الْحَجَّ فَیَسِّرْهُ لِیْ وَتَقَبَّلْهُ مِنِّی

(અલ્લાહુમ્મ ઈન્ની ઉરીદુલહજ્જ ફયસ્સિરહુ લી વતકબ્બલહુ મિન્ની.)

"અય અલ્લાહ તઆલા હું આપની રઝામંદી માટે હજ્જનો ઈરાદો કરું છું. આપ મારા માટે એને આસાન ફરમાવી, કબૂલ ફરમાવો."
ઉપરોકત નિય્યત કરીને પછી "તલ્‌બિયહ" પઢો.

لَبَّیْکَ اَللّٰهُمَّ لَبَّیْکَ
لَبَّیْکَ لَا شَرِیْکَ لَکَ لَبَّیْکَ
اِنَّ الْحَمْدَ وَالنِّعْمَةَ لَکَ وَالْمُلْکَ
لَا شَرِیْکَ لَکَ

લબ્બય્‌ક,અલ્લાહુમ્મ  લબ્બય્‌ક
લબ્બય્‌ક લા શરીક લક લબ્બય્‌ક
ઈન્નલ્‌–હમ્દ વ ન્નિઅમત લક વલ મુલ્ક,
લા શરીક લક

હું હાજર છું, હે અલ્લાહ હું હાજર છું,
હું હાજર છું, આપનો કોઈ જ ભાગીદાર નથી,હું હાજર છું,
બેશક બધા વખાણ અને નેઅ્‌મતો ફકત તમારા માટે જ છે,અને મુલ્ક પણ તમારો કોઈ જ ભાગીદાર નથી.

"ઉમરહ" અને "હજ્જ"માં જયાં જયાં "તલ્‌બિયહ" પઢવાનું આવ્યું છે, ત્યાં  જયારે જયારે પઢો ત્યારે એકવાર પઢવું તો જરૂરી છે, અને ત્રણવાર પઢવું સુન્નત છે.

"તલ્‌બિયહ" પઢતી વખતે, દિલમાં એવો ખ્યાલ જમાવો કે મારા માલિક અને મારા પરવરદિગારે આજથી હજારો વર્ષ પહેલા, પોતાના ખલીલ હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ) મારફત પોતાના બંદાઓને

હજ્જ માટે બોલાવ્યા હતા, અમો તેનો જવાબ આપી રહયા છીએ, અને અમારા માલિકથી કહી રહયા છીએ અને તે સાંભળી રહયો છે અને અમારી હાલત જોઈ રહયો છે.

''તલ્બિયહ'' પછી જે પણ દિલ ચાહે તે દુઆ કરી શકો છો પણ ખાસ કરીને આ દુઆ માંગવી જોઈએ :

''અય અલ્લાહ, હું તમારા હુકમ ઉપર અમલ કરવા માટે અને તમારી રઝામંદી માટે પોતાનો દેશ અને ઘરબાર છોડીને તમારા દરવાઝા ઉપર હાજર થયો/થયી છું અને મેં હજ્જનું એહરામ બાંધ્યું છે. તમો પોતાની ખાસ મદદ અને તૌફીકથી મારા આ હજ્જને અદા કરાવી આપો અને એને કબૂલ ફરમાવો અને હજ્જની બરકતોથી મને નવાઝો. હું તમારાથી તમારી રઝામંદી અને જન્નતનો સવાલ કરું છું અને દોઝખ તેમજ તમારી નારાજગીથી પનાહ માંગું છું. અય અલ્લાહ ! દુન્યા અને આખિરતની ભલાઈઓ તેમજ આફિયત મને નસીબ ફરમાવો અને મારી બધી જ ભૂલો અને ગુનાહોને માફ ફરમાવો.

નિય્યત કરવાથી અને તલ્બિયહ પઢવાથી હવે ફરીવાર આપના ઉપર તે બધી જ પાબંદીઓ આવી ગઈ, જે ઉમરહના એહરામ વખતે હતી. હવે ૧૦ તારીખના કુર્બાની કર્યા પછી, જયારે માથું મૂંડાવશો ત્યારે આપનું એહરામ ખતમ થશે. અલબત્ત, સોહબતની પાબંદી તવાફે ઝિયારત ન કરવામાં આવે ત્યાં સુધી બાકી રહેશે.

''ઉમરહ''ના એહરામ વખતે જે ''તલ્બિયહ'' પઢતા હતા, તે ''તવાફ'' શરૂ કરતાં જ ખતમ થઈ ગઈ હતી. આ ''તલ્બિયહ'' પણ હવે આપે ઉઠતાં, બેસતાં અને નમાઝો પછી પઢવાની છે અને જયારે તમો ૧૦ ઝિલ્હજ્જના ''જમરએ અકબા''ની રમી માટે <u>પહેલી કાંકરી</u> મારવાનું શરૂ કરશો, કે તરતજ આ ''તલ્બિયહ'' પઢવાનું પણ ખતમ થઈ જશે. પછી તમારે ''તલ્બિયહ'' પઢવાની નથી.

## મિના રવાનગી

૮ ઝિલ્હજ્જના આપે ''હજ્જ''નું એહરામ બાંધવાનું છે અને આપને

૮ ઝિલ્હજ્જના ''મિના'' જવાનું છે, જે ''મકકહ મુકર્રમહ''થી સાડા ત્રણ માઈલ દૂર છે. ચાલીને જવું પણ કોઈ મુશ્કિલ નથી. હિંમત હોય તો જ ચાલીને જશો, નહિ તો મુઅલ્લિમની ગાડીમાં જશો. પણ એટલું યાદ રાખશો, કે હવે ''મકકહ મુકર્રમહ'' તમારી વાપસી બારમી અથવા તેરમી ઝિલ્હજ્જના થશે, એટલે કે ચાર પાંચ દિવસ પછી તમારે પાછા આવવાનું થશે, તો એટલા દિવસનો જરૂરી સામાન પણ સાથે લઈ લો. મિનામાં બજાર જેવું હોય છે, અને જે રીતે ''મકકહ મુકર્રમહ''માં ખાવા–પીવાની વસ્તુઓ મળે છે, એવી જ રીતે ''મિના''માં પણ એ બધું મળી જશે, એટલે એવી વસ્તુઓ બાંધીને લઈ જવાની જરૂર નથી. પોતાની પૂરી રકમ પણ સાથે લઈ જવાની જરૂરત નથી.જરૂરત પુરતા પૈસા લઈ, બાકીની રકમ કોઈને અમાનતના તૌર પર જમા કરાવો, અથવા તમો જયાં ઉતર્યા છો, ત્યાં કોઈ કબાટમાં મુકી, તાળું મારી, જવું જોઈએ. પૂરી રકમ સાથે લેવામાં ચોરીનો ખતરો છે. કારણ કે કેટલાક લોકો તો ચોરી કરવા જ આવે છે.

મિના જતી વખતે આપના મુઅલ્લિમ સાહેબ તરફથી, આપને એક કાર્ડ આપવામાં આવશે, જેમાં જે તે મુઅલ્લિમના નામ તથા તેમનો નંબર પણ હશે અને ખાસ વાત આ કે, તેમાં આપને મિનામાં જઈ જે તંબૂમાં થોભવાનું છે તેનો નંબર પણ લખેલો હશે. તો આપ આ કાર્ડને જાળવી રાખશો.

''મિના'' જતી વખતે, એવી જ રીતે'' મિના''થી ''અરફાત'' અને ત્યાંથી ''મુઝદલિફહ'' અને ત્યાંથી વળી પાછા ''મિના'' આવતી વખતે, દરેક જગાએથી  સફર શરૂ કરતી વખતે, તમો પોતાના દિલમાં એવો જ ખ્યાલ જમાવો કે  મારો મવલા હવે મને ત્યાં હાજરીનો હુકમ કરી રહયો છે. જો તમને આવો ખ્યાલ નસીબ થઈ ગયો, તો ઈન્શાઅલ્લાહ ચલત, ફિરત અને દોડભાગમાં આપને ઘણી લઝઝત આવશે.

''મિના'' માટે સવારમાં જલ્દી નીકળી જવું જોઈએ, જેથી વધુ તડકો થતા પહેલાં ''મિના'' પહોંચી જવાય અને ત્યાં પહોંચી આપના મુઅલ્લિમે આપના માટે જે ખેમા(તંબુ)માં અથવા જે જગાએ થોભવાનો ઈન્તિઝામ કર્યો છે, ત્યાં આપ આરામ કરો.

મિનામાં હઝારો બેહતરીન ફાયરપ્રૂફ,એરકુલરની ફેસીલીટીવાળા તંબૂઓ બનેલા છે અને બધા એક જ સરખા દેખાય છે, જેના કારણે અનેક લોકો અહીંયાં ભૂલા પડી જાય છે. માટે વગર જરૂરતે પોતાના તંબૂને છોડીને બહાર જવું નહિ. કદાચ કોઈ કારણ સર જવાનું થાય અથવા આપ રમ્યે જિમાર માટે જઈ રહયા છો તો આપના તંબૂનો રસ્તો યાદ રાખવા માટે ત્યાંની થીઅરી જાણવી જરૂરી છે, અને તે એકે **સઊદી હુકૂમતે** મિનામાં અસંખ્ય રોડ બનાવેલા છે, અને દરેક રોડની બંને સાઈડે અસંખ્ય મેઈનગેટ (દરવાજા) બનાવેલા છે. આ દરેક મેઈન દરવાજા ઉપર ઘણાજ ઊંચા થાંભલા લગાવેલા છે, જે ઘણા જ દૂરથી જોઈ શકાય છે, આ થાંભલાઓ ઉપર નંબરો લગાવેલા છે, આ નંબરો આપના તંબૂ શોધવા માટે મુખ્ય આધાર રાખે છે, અને તે એ પ્રમાણે કે :

આપના તંબૂનો નંબર બી /૧૧ છે, તો એટલા નંબરથી આપનો તંબૂ કદિ પણ મળી શકે નહિ, કારણ કે બી –૧૧ના તો ઘણા તંબૂઓ હશે, પણ આપ આપના મેઈન ગેટ ઉપરના ઊંચા થાંભલા ઉપર લગાવેલા નંબર યાદ રાખો, અને પહેલાં તે નંબર ઉપર પહોચો પછી અંદર દાખલ થયા પછી આપનો તંબૂ શોધશો તો આસાનીથી મળી આવશે. જેમકે મેઈન ગેટના ઊંચા થાંભલા ઉપર ૪૧/૬ નંબર લખેલો છે, એનો અર્થ એ થયો કે આપનો તંબૂ ૪૧ નંબરના રોડ ઉપર ૬ નંબરના મેઈન ગેટમાં આવેલો છે. તો સૌ પ્રથમ ૪૧ નંબરનો રોડ થાંભલાઓ જોઈને શોધી કાઢો, પછી ૬ નંબરના મેઈન ગેટમાં દાખલ થાઓ અને પછી આપનો તંબુ બી/૧૧ શોધશો તો મલી જશે.

**વધૂ વિગતે એમ સમજી શકાય :**

| ૧ | 41/1 | 41/2 | 41/3 | 41/4 | 41/5 |
|---|---|---|---|---|---|
| ૨ | 25/1 | 25/2 | 25/3 | 25/4 | 25/5 |
| ૩ | 19/1 | 19/2 | 19/3 | 19/4 | 19/5 |
| ૪ | 7/1 | 7/2 | 7/3 | 7/4 | 7/5 |
| ૫ | 31/1 | 31/2 | 31/3 | 31/4 | 31/5 |

૧ નંબરવાળી લાઈનનો મતલબ એ છે કે રોડ નંબર ૪૧ છે અને તેના સાથે લગાવેલા નંબરો તેના મેઈન ગેટો બતાવે છે.
૨ નંબરવાળી લાઈનનો મતલબ એ છે કે રોડ નંબર ૨૫ છે અને તેના સાથે લગાવેલા નંબરો તેના મેઈન ગેટો બતાવે છે.
૩ નંબરવાળી લાઈનનો મતલબ એ છે કે રોડ નંબર ૧૯ છે અને તેના સાથે લગાવેલા નંબરો તેના મેઈન ગેટો બતાવે છે.
૪ નંબરવાળી લાઈનનો મતલબ એ છે કે રોડ નંબર ૭ છે અને તેના સાથે લગાવેલા નંબરો તેના મેઈન ગેટો બતાવે છે.
૫ નંબરવાળી લાઈનનો મતલબ એ છે કે રોડ નંબર ૩૧ છે અને તેના સાથે લગાવેલા નંબરો તેના મેઈન ગેટો બતાવે છે.

જો તમો ઉપરોકત હકીકત સમજી ગયા હોય તો હવે તમારે કોઈને તમારા તંબૂનું એડ્રેસ આપવું હોય તો આપ કહેશો કે મારો તંબૂ ''૪૧/૪'' માં '' બી/૧૧'' માં છે. આનાથી તે માણસ કોઈ પણ જાતના ગુંચવાડા વગર આપના મુકામે પહોંચી જશે.

# ૮, ઝિલહજ્જના મિનામાં આપે કરવાના કામો

આજે ''મિના''માં આપને કોઈ ખાસ કામ કરવાનું નથી, પણ ઝુહ્ર,અસ્ર, મગરિબ, ઈશા અને ૯ મી ઝિલ્હજ્જની ફજ્રની નમાઝ ''મિના''માં અદા કરવાની છે.રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પણ પાંચ નમાઝો ''મિના''માં અદા ફરમાવી હતી. આજનો દિવસ અને આજની રાત (એટલે કે ૮ ઝિલ્હજ્જનો દિવસ અને ૮ તથા ૯, ના વચ્ચેની રાત) ''મિના''માં પસાર કરવાની, એ જ એક અહીંયાંનો અમલ છે. નમાઝોના ટાઈમે નમાઝો પઢશો, અને ઝિક્ર તથા તિલાવત તેમજ દુઆઓ વિગેરેમાં મશ્ગૂલ રેહશો અને આપના સાથીઓને પણ આવા કામો કરવાની તરગીબ આપશો. આ ઈબાદતોનાં દિવસો છે, ઈબાદતોની રાતો છે અને લોકો પોતાના માલિકને યાદ કરે છે.

અને તમો જાણો જ છો, કે આ''મિના'' તે જગા છે, કે સૈકાઓ પહેલાં, જયાં હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ) અલ્લાહનાં હુકમથી

હઝરત ઈસ્માઈલ (અલયહિસ્સલામ)ને ઝુબ્હ કરવા માટે "મિના" લાવ્યા હતા. અય અલ્લાહ ! ઈશ્કે ઈબ્રાહીમનો એકાદ રજકણ અમને પણ અતા ફરમાવો., આમીન

આ તબકકે આપે એ પણ યાદ રાખવું જોઈએ, કે "મિના"ના આ જ મૈદાનમાં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહનો પૈગામ અને કલિમહ લઈને, અહીંયાં ભેગા થવાવાળા લોકોમાં ચકકરો મારતા હતા  તથા અલ્લાહ અને અલ્લાહના દીન તરફ તેમને બોલાવતા હતા.

હજ્જના દિવસોમાં "મિના"માં જુમ્અહની નમાઝ પઢવું જાઈઝ છે.

## ૯ ઝિલ્હજ્જના અરફાત માટે રવાનગી

નવમી ઝિલ્હજ્જના સવારમાં સૂર્ય નીકળ્યા બાદ "મિના"થી "અરફાત" જવાનું છે. ૯મી ઝિલ્હજ્જના, ફજરની નમાઝ ઈસ્ફારમાં (સવારનું અજવાળું સારી રીતે ફેલાઈ જાય ત્યારે) પઢો અને જયારે સુર્યોદય થાય ત્યારે "અરફાત" જવા રવાના થઈ જાઓ. "મિના"થી "અરફાત" લગભગ ૬ માઈલ છે. ૩ માઈલ ચાલ્યા પછી "મુઝદલિફહ" આવશે, જયાં આજે રાત્રે આપે આવીને  રાત ગુજારવાની છે, પણ અત્યારે તો ત્યાંથી પસાર થઈ જવાનું છે, ત્યાં થોભવાનું નથી.અલ્લાહના ઘણા બંદાઓ આ રસ્તો પગપાળા કાપે છે. આ મુકદ્દસ મકામાતનો હક અદા કરવા માટે આપણે તે તમામ પ્રયત્નો કરવા જોઈએ જે આપણાથી શકય હોય. જો તમોને એવો ભય હોય, કે પગપાળા જશો તો થાકી જશો અને અરફાત જઈ ઝિક્ર, દુઆ વગેરે, જેવી ચુસ્તીના સાથે થવા જોઈએ, એ પ્રમાણે નહિ થાય, તો પછી તમે સવારીમાં જ જાઓ. હવે, તમો થોડીક જ વારમાં "અરફાત" પહોંચી જશો, અને ખાસ યાદ રાખશો કે, "તલ્બિયહ" પ્રતિ ગફલત ના થાય, રસ્તામાં પઢતા પઢતા જ ચાલશો.

આજે મગફિરતનો દિવસ છે, આજે અરફાનો દિવસ છે, જે હજ્જનો મોટો રૂકન છે. મસ્અલાના એઅ્તિબારથી ૯ ઝિલ્હજ્જના બપોરથી ૧૦મી ઝિલ્હજ્જની સુબ્હે સાદિક સુધીમાં થોડીકવાર માટેનો અહીંયાં વુકૂફ, એ

હજ્જનો મોટો રૂકન છે, જેના વગર હજ્જ થશે નહિ. ઝવાલ પછી વુકૂફ (રોકાણ)નો ટાઈમ શરૂ થઈ જાય છે, એટલા માટે ઝવાલ પછી અરફાતમાં રહેવું જરૂરી છે. જો થઈ શકે તો, ઝવાલ પહેલા ગુસ્લ કરી લો, જેથી તબિયતમાં સ્ફુર્તી આવી જાય, પણ બદન ઉપર સાબુ વગેરે લગાવશો નહિ, અને મેલ પણ ઉતારશો નહિ, કારણ કે એહરામની હાલતમાં તેની મનાઈ છે. અને જો ગુસલની સહૂલત ના હોય, અથવા વ્યવસ્થા ના થઈ શકતી હોય, તો ફકત વુઝૂ કરી લો.

ફજરની નમાઝ મિનામાં પઢયા પછી કાફલાઓ અરફાત જવાનું શરૂ કરી આપે છે, તે વખતનો મંઝર અજીબો ગરીબ હોય છે. માણસોનો જાણે એક સમંદર, જોવા મળશે, જેમાં તમો પણ હશો, અને આ સમદંરના મોજા, એક બીજા સાથે લહેરાતા લહેરાતા, આગળ વધી રહયા હશે, હવે તો ન કવમીયતની પરવાહ, ન ઝુબાનનો ખ્યાલ, ન રંગ નસલની કોઈ આડ, બધાજ એક બીજાના ખભાથીખભો મિલાવી, આગળ વધી રહયા છે. અરફાત તરફ જઈ રહયા છે, આ બધા અલ્લાહના બંદાઓ છે, અલ્લાહના મહેમાન છે, બધાને જ અલ્લાહે બોલાવ્યા છે.

ઈન્સાનોનો આ સમંદર ઝુહ્ર પહેલાં પહેલાં, મૈદાને અરફાતમાં પહોંચી જશે. મૈદાને અરફાતમાં તમારી નઝર "જબલે રહમત" ઉપર પહોંચશે, આ તે પહાડ છે, જયાંથી સરકારે દોઆલમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આખરી હજ્જના મોકા ઉપર એક લાખથી વધુ મુસલમાનોને ખિતાબ ફરમાવ્યો હતો, જેને ખુતબએ હજ્જતુલ વદાઅ કહેવામાં આવે છે.

## હજ્જતુલ વદાઅનો ખુત્બો

(હજ્જતુલ વદાઅનો ખુત્બો સઘળા માનવીઓ માટે સદાના માટેનું એક અટલ માર્ગદર્શન છે. વ્યકિતગત અને સામુહિક ક્ષેત્રે આ મહાન ખુત્બો, સંસ્કારિક બંધનો અને પવિત્ર સામાજીક ઉસૂલો તથા રાજયનીતિ માટે એવા અંતિમ બંધારણો ઉપર શામેલ છે કે ચૌદ સદીઓ પસાર થવા છતાં તેમાં કોઈ પણ જાતનો ફેરફાર અને વધારો–ઘટાડો થઈ શકયો નથી અને

ભવિષ્યમાં પણ તેમાં તબદીલીની કોઈ શકયતા નથી.

હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુબારક અને પવિત્ર વાણીમાં બયાન ફરમાવેલ એ (ખુત્બાના) શબ્દો વાસ્તવમાં અંતિમ શબ્દો જ પુરવાર થયા, જે ખરેખર માનવતાના માટે માર્ગદર્શકની રૂએ હંમેશાના માટે દીવાદાંડીરૂપ છે.)

હઝરત જાબિર (રદિ.)ની એક લાંબી હદીષમાં ''હજજતુલ વદાઅ''નું વિસ્તૃત વર્ણન કરવામાં આવ્યું છે, તેમાં ૯મી ઝિલ્હજ્જના હાલાતનું વર્ણન કરતાં ફરમાવે છે કે :

જયારે સુર્ય ઢળી ગયો ત્યારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આપની ઊંટણી ''કસ્વા'' ઉપર કજાવા (કાઠી) કસવાનો હુકમ આપ્યો, જેથી તેના ઉપર કજાવો કસવામાં આવ્યો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેની ઉપર સવાર થઈને અરફાતની વાદી વચ્ચે આવ્યા અને આપે ઊંટણીની પીઠ ઉપરથી લોકોને ખુત્બો આપ્યો, જેમાં ફરમાવ્યું :

''લોકો તમારૂં ખૂન તથા તમારો માલ તમારી ઉપર હરામ છે.(એટલે કે નાહક કોઈનું ખૂન કરવું તથા નાજાઈઝ રીતે કોઈનો માલ પડાવી લેવો, તમારા માટે હંમેશ–હંમેશ માટે હરામ છે.) બિલ્કુલ એવી રીતે જેવી રીતે આજે અરફાના દિવસે, ઝિલ્હજ્જના આ મુબારક મહિનામાં, પોતાના આ પવિત્ર શહેરમાં (નાહક કોઈનું ખૂન કરવું તથા નાહક કોઈનો માલ લઈ લેવું તમો હરામ ગણો છો.) ખૂબ સારી રીતે ધ્યાનમાં રાખો કે જાહિલિયત (નબુવ્વત પહેલાંની) બધી વસ્તુઓ (એટલે કે ઈસ્લામની રોશનીના યુગ પહેલાંનું અંધારકાર પણું અને ગુમરાહીના યુગની બધી વાતો તથા સઘડા કિસ્સા ખત્મ છે.) આ બધુ મારા બંને પગોની નીચે દફન અને પાયમાલ છે.(હું તેને ખત્મ કરવાની જાહેરાત કરૂં છું.) અને જાહિલિયતના યુગનો કોઈ ખૂનનો બદલો લેવામાં આવશે નહિ, અને સૌથી પહેલાં હું પોતાના કુટુંબ (ખાનદાન)ના એક ખૂન, રબીઅ ઈબ્ને હારિસ બિન અબ્દુલ મુત્તલિબના ખૂનને ખત્મ કર્યાની તથા માફ કરવાની જાહેરાત કરૂં છું, જે બની સઅદના કબીલાના એક ઘરમાં દૂધ પીવા રહેતા હતા, તેમને હઝીલ

કબીલાના માણસોએ કત્લ કરી દીધા હતા. (હઝીલથી હજુ તે ખૂનનો બદલો લેવાનો બાકી હતો, પરંતુ હવે હું મારા ખાનદાન તરફથી જાહેર કરૂં છું કે હવે આ કિસ્સો ખત્મ છે, બદલો લેવામાં આવશે નહિ.)

અને જાહિલિયતના યૂગના બધા જ વ્યાજના લેણાઓ જે કોઈના જિમ્મે બાકી હોય તે બધા પણ ખતમ અને રદબાતલ છે. હવે કોઈ મુસલમાન કોઈનાથી પણ પોતાના વ્યાજનું લેણું વસૂલ કરશે નહિ. આ બાબતમાં પણ હું સૌથી પહેલાં પોતાના ખાનદાનમાં મારા કાકા અબ્બાસ બિન અબ્દુલ મુત્તલિબના વ્યાજના બાકી રહેલા લેણાને ખતમ તથા રદબાતલ જાહેર કરૂં છું. હવે તેઓ પોતાનું વ્યાજ કોઈથી વસૂલ કરશે નહિ. તેમના બધા જ વ્યાજના લેણા આજે ખતમ કરી દેવામાં આવ્યા છે.

અને હે લોકો ! સ્ત્રીઓના હકકો (અધિકારો) તથા તેમના સાથેના વર્તાવ અંગે ખુદાથી ડરો એટલા માટે કે તેણીઓને તમોએ અલ્લાહની અમાનત તરીકે લીધેલ છે અને તમારો ખાસ હકક તેમના ઉપર આ છે કે જે માણસનું ઘરમા આવવું અને તમારી જગ્યા અને તમારા બીસ્તર ઉપર બેસવું તમોને પસંદ ન હોય, તે માણસને તેણીઓ તેનો મોકો આપે નહિ, પરંતુ જો તેઓ આ ભૂલ કરે, તો તમો (તંબીહ અને આગમચેતીરૂપે જો તમો કોઈ સજા દેવાને યોગ્ય સમજો) તેમને હલ્કી સજા આપી શકો છો અને તેણીઓનો ખાસ હકક તમારી ઉપર એ છે કે પોતાના સગવડ તથા શકિત અને ગજા પ્રમાણે તેણીઓનો ખાવા–પીવાનો, પહેરવાનો બંદોબસ્ત કરો.

અને હું તમારા માટે તે હિદાયત અને દોરવણીનો સામાન મુકી જાઉં છું કે જો તમો તેનાથી સંકળાયેલા રહયા અને તેનું અનુકરણ કરતા રહયા તો પછી તમો કયારેય ગુમરાહ થશો નહિ, તે છે "કિતાબુલ્લાહ".

અને કિયામતના દિવસે અલ્લાહ તઆલા તરફથી તમોને મારા સંબંધી પૂછવામાં આવશે (કે મેં તમોને અલ્લાહની હિદાયત તથા તેના અહકામો પહોંચાડયા કે નહિ ?) તો બતાવો, તમો ત્યાં શું કહેશો અને શું જવાબ આપશો ? હાજર રહેલાઓએ અરજ કરી કે અમો ગવાહી આપીએ છીએ  કે તમોએ અમાનત (દીન) અને તેના અહકામો અમોને પહોંચાડી દીધા અને રેહનુમાઈ (દોરવણી) તથા તબ્લીગ (પ્રચાર)નો હકક અદા કરી

દીધો અને નસીહત તથા ખૈરખ્વાહીમાં કોઈ કોઈ કચાસ રાખી નહિ.

આની ઉપર આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આસ્માન તરફ શહાદતની આંગળી ઉઠાવતાં અને પોતાના માનવંત અસ્હાબના સમૂહ તરફ ઈશારો કરતાં ત્રણ વખત ફરમાવ્યું : "હે અલ્લાહ તુ સાક્ષી રહે કે મેં તારો સંદેશો અને તારી આજ્ઞાઓ તારા બંદાઓ સુધી પહોંચાડી દીધી અને તારા આ બંદાઓ તેનો ઈકરાર કરે છે. (સહીહ મુસ્લિમ, મઆરિફુલ હદીસ)

અરફાતનું મૈદાન તે અઝીમુશ્શાન મૈદાન છે, જયાં હઝરત આદમ (અલયહિસ્સલામ) અને હઝરત હવ્વા (અલયહિસ્સલામ)નો જન્નતથી થયેલ જુદાઈ પછી મેળાપ (મિલન) થયો હતો, જયારે હઝરત આદમ (અલયહિસ્સલામ) કઅબહના બાંધકામથી ફારિગ થયા, તો ૯ ઝિલ્હજ્જના હઝરત જિબ્રઈલ (અલયહિસ્સલામ) , હઝરત આદમ (અલયહિસ્સલામ)ને એક પહાડી ઉપર લઈ ગયા અને તે જ વખતે હઝરત હવ્વા (અલયહિસ્સલામ) પણ ફરતાં ફરતાં અને હઝરત આદમ (અલયહિસ્સલામ)ને શોધતાં શોધતાં, ત્યાં આવી પહોંચ્યા, અને બંનેને એક બીજા સાથે ઓળખાણ અને મુલાકાત થઈ,અને એટલા માટે જ એને અરફાત કહેવામાં આવે છે. અને આજુ બાજુના મૈદાનને "મૈદાને અરફાત" કહેવામાં આવે છે.

એ પણ યાદ રાખો કે ૯ ઝિલ્હજ્જની ફજરની નમાઝ પછીથી, "તકબીરે તશરીક" શરૂ થઈ જાય છે, માટે "મિના" અને "અરફાત"માં બંને જગાએ, ફર્ઝ નમાઝ પછી એક વખત આ તકબીરે તશ્રીક પઢવી : (મર્દો ઊંચા અવાજે પઢે.)

اَللّٰهُ اَكْبَرُ اَللّٰهُ اَكْبَرُ لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ، اَللّٰهُ اَكْبَرُ

وَلِلّٰهِ الْحَمْدُ.

"અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, લા ઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, વ લિલ્લાહિલ હમ્દ."

(અલ્લાહ સૌથી મોટો છે, અલ્લાહ સૌથી મોટો છે, અલ્લાહના

સિવાય કોઈ મઅ્બૂદ નથી, અને અલ્લાહ સૌથી મોટો છે,અલ્લાહ સૌથી મોટો છે, અને અલ્લાહ માટે જ બધા વખાણ છે.)

૯ મી ઝિલ્હજ્જથી ૧૦ ઝિલ્હજ્જ સુધી દરેક ફર્ઝ નમાઝ પછી પહેલાં તકબીરે તશરીક પઢવી, પછી "તલ્બિયહ" પઢવું અને દસમી ઝિલ્હજ્જની "રમી" (શયતાનને કાંકરા મારવાનો અમલ) શરૂ કરવાની સાથે જ "તલ્બિયહ" પઢવું ખતમ થઈ જાય છે એટલે ૧૩ મી ઝિલ્હજ્જની સાંજ સુધી દરેક ફર્ઝ નમાઝ પછી ફકત "તકબીરે તશ્રીક" જ પઢવામાં આવશે.

અય્યામે તશ્રીકમાં (તે દિવસો જેમાં નમાઝ પછી તકબીરે તશ્રીક કેહવી વાજિબ છે) નમાઝ પછી જો પહેલાં "લબ્બૈક" કહી આપ્યું, તો હવે "તકબીરે તશ્રીક" સાકિત થઈ જશે.

અલ્લાહુ અકબર! ઈન્સાનોનું એક જંગલ, જંગલમાં મંગલ, લાખો માણસો બે જ ચાદરોમા, બાદશાહ, ફકીર, બધા જ એક લિબાસમાં જયાં સુધી નજર પહોચે છે, તંબુ જ તંબુ નજર આવે છે. એમ લાગે છે, જાણે ફરિશ્તાઓએ આ ઝમીન ઉપર વસવાટ કર્યો છે ! સફેદ લિબાસ, નૂરાની ચેહરાઓ, ઝુબાનો ઝિક્રથી તર, લબ્બૈક લબ્બૈકની બુલંદ અવાઝો પહાડીઓથી ટકરાઈ રહી છે.

"અરફાત"માં હાજીઓની કસરત (ભીડ) જોઈને મહશરના દિવસનો ખ્યાલ કરશો, આ તેનો નમૂનો છે. અને પોતાની દીની હાલત ઠીક કરવાની ફિકરમાં લાગી રહેશો. પોતાની દરેક ઈબાદતમાં અલ્લાહ તઆલાના ફઝલો કરમની પાકી ઉમ્મીદની સાથે સાથે, અલ્લાહ તઆલાથી આ પણ ઉમ્મીદ રાખશો, કે જયારે દુન્યામાં તેણે પોતાના મકાનની ઝિયારતનો સોનેરી મૌકો ઈનાયત કર્યો, અને વુકૂફે અરફાતની નેકબખ્તી અતા ફરમાવી, તો આખિરતમાં પણ પોતાના દીદારથી મહરૂમ નહિ રાખે. અને પૂરા સફરમાં જયાં જયાં તમો દુઆ માંગો ત્યાં એવા યકીન સાથે દુઆ માંગો, કે અલ્લાહ તઆલા સાંભળવાવાળો, અને કબૂલ કરવાવાળો છે.

"અરફાત" પહોંચીને પોતાના તંબુમાં થોભો. અને ઝવાલ થતાં પહેલાં ખાવા–પીવા તેમજ પોતાની બીજી જરૂરતોથી પરવારી જાઓ.

"અરફાત"નું મેદાન એક વિશાળ મેદાન છે. ચારેવ બાજુ તેના હુદૂદ

ઉપર નિશાનીઓ લગાવી દેવામાં આવી છે. ત્યાં હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)ની બનાવેલ એક મસ્જિદ (મસ્જિદે નમિરહ) પણ છે.

અરફાતના મેદાનમાં ઝવાલથી પહેલાં તૌબા, ઈસ્તિગફારમાં લાગી જાઓ. મસ્અલાના એઅ્તિબારથી ઝુહર અને અસરની નમાઝ આપે અરફાતમાં અદા કરવાની છે. ઝવાલનો ટાઈમ પૂરો થતાં જ મસ્જિદે નમિરહના ઈમામ સાહેબ એક અઝાન અને બે તકબીરોની સાથે ઝુહરના ટાઈમે ઝુહર તથા અસરની નમાઝ મિલાવીને પઢાવશે.

પરંતુ ઈમામ અબૂ હનીફહ (રહ.) ના મતાનુસાર અરફાતના મૈદાનમાં ઝુહર અને અસરની નમાઝ તે માણસ મિલાવીને પઢે, કે જે મજિદે નમિરહના ઈમામની પાછળ હોય,અને એકલા પઢવાની સૂરતમાં ઈમામ અબૂહનીફહ સાહબ (રહ.) ઝુહર–અસર મિલાવવામાં માનતા નથી.

જે લોકો મસ્જિદે નમિરહના ઘણા જ નઝદીક હોય, તેઓ મસ્જિદમા જવાની કોશિષ કરે, પણ જે લોકો મસ્જિદથી દૂર છે, તેઓને મશ્વેરો આપવામાં આવે છે, કે તેઓ મસ્જિદે નમિરહમાં જવાની કોશિષ ના કરે, કારણ કે એકજ દેખાવના હઝારો તંબૂઓ (ખૈમા) હોવાના કારણે નમાઝ પછી પોતાના ખૈમામાં , પહોંચવાના બદલે ભટકી જશો, અને તમો તથા તમારા માણસો તકલીફમાં મુકાઈ જશો. એટલા માટે ખૈમામાં જમાઅત સાથે નમાઝ અદા કરવામાં આવે છે, તે જ બેહતર છે. અઝાન થતા જ  પોતાના ખૈમામાં લોકો ભેગા થઈને પોત પોતાના ઈમામ પાછળ ફકત ઝુહરની નમાઝ પઢે છે, અને અસરના ટાઈમે અસરની નમાઝ પઢે છે.

વર્તમાન સમયમાં સાવચેતી ખાતર બેહતર એ જ છે કે પોતાના તંબુમાં ઝોહર અને અસરને દરરોજની જેમ જ પોતાના નિયમિત સમય પર પઢવી.

''અરફાત''માં જુમ્આની નમાઝ પઢવું જાઈઝ નથી.

ઝમીનના એક ટુકડામાં ૨૦ થી ૨૫ લાખ માણસોનું એક શહેર આબાદ થઈ ગયું છે. એક એવું શહેર જેમના રહેવાના મકાનો એક જ જાતના અને જેમનો બધાનો લિબાસ (યુનિફોર્મ) પણ એક, જેમની ઝુબાનો ઉપર એક જ નામ. દરેક વ્યકિતના દિલમાં એક જ આરઝુ અને ઉમ્મીદ કે,

અલ્લાહ તઆલા તેની તૌબા કબૂલ કરી લે. તેના ગુનાહોને મા'ફ કરી આપે. અને આ તો દુન્યાભરના માણસોનો એક ઈજ્તિમાઅ છે, જે દર વર્ષે ભરાય છે, અને કિયામત સુધી ભરાતો રહેશે. ઈન્શાઅલ્લાહુ તઆલા.

ઝવાલ પછી વુકૂફનો ટાઈમ શરૂ થાય છે અને ગુરૂબે આફતાબ સુધી રહે છે.નમાઝથી ફારિગ થઈ વુકૂફમાં મશ્ગૂલ થઈ જાઓ, જો શકય હોય તો વુકૂફના સમયે છાયડામાં ઊભા રહેવું નહિ બલ્કે તડકામાં ઊભા રહેવું એ બેહતર છે, પરંતુ તકલીફ, કમશકિત અથવા બીમાર થઈ જવાનો ભય હોય તો છાયડામાં ઊભા રહી શકો છો .અને જો થઈ શકે તો કિબ્લહ તરફ મોઢું કરીને ઉભા રહી વુકૂફ કરો. જો પૂરો ટાઈમ ઊભૂ રહેવું મુશ્કિલ હોય, તો જેટલીવાર ઉભા રહી શકતા હોય તેટલીવાર ઉભા રહો. વુકૂફ વખતે બેસવું બલ્કે સુઈ જવું પણ જાઈઝ છે.

''અરફાત''ના મેદાનના (ઝુહરથી ગુરૂબે આફતાબ સુધી)ના આ થોડાક કલાકો વીતાવવા આખી હજ્જનો નીચોડ છે. અલ્લાહનાં વાસ્તે એક સેકન્ડ પણ ગફલતમાં બરબાદ ના કરતા. અહીંયાંનો ખાસ વઝીફો તો દુઆ અને ઈસ્તિગફાર છે. પરંતુ આપણા જેવાઓ માટે પૂરો ટાઈમ દિલ લગાવીને ફકત દુઆમાં મશ્ગૂલ રહેવું મુશ્કેલ છે, એટલા માટે પોતાની તબીયતના મુવાફિક તકબીર, લાઈલાહ ઈલ્લલ્લાહુ, અને તિલાવતનું કામ પણ રાખશો અને થોડી થોડી વારે તલ્બિયહ પઢતા રહેશો.

જયારે તડકો ફીકો પડે, તો ''તલ્બિયહ'' પઢતાં પઢતાં ''જબલે રહમત''ની તરફ જાઓ, અને ત્યાં પણ ખૂબ દિલ ખોલીને દુઆ કરો.

**જે લોકોની નજરથી આ કિતાબ ગુજરે તેઓથી આ આજિઝ ''ઇકબાલ ફલાહી''ની આજિઝાનહ દરખ્વાસ્ત છે, કે તેઓ આ સિયાહકાર ''ઇકબાલ ફલાહી'' માટે પણ, મૌત સુધી દીનો ઈમાન ઉપર કાયમ રહેવાની અને મૌત પછી મગફિરત અને જન્નતની દુઆ જરૂર કરે. આપનું મોટું એહસાન ગણાશે.**

**''વકત પર ભૂલ ન જાના, યે જરા યાદ રહે.''**

આ ટાઈમ અને આ મકામ, દુઆઓ અને ઈસ્તિગફારની કબૂલિયતનો છે, અને આવો મુબારક વખત ઝિંદગીમાં વારે ઘડીએ નથી

આવતો અને તેમાંય વળી અરફાત જેવી મુકદદસ જગા બીજે કયાંય નથી મળી શકતી, એટલે દરેક દુઆ દિલથી માંગો.

શું તમે નથી જાણતા કે લાખો–કરોડો માણસો, આ મુકદસ ફર્ઝ (હજ્જ)ની તમન્ના કરતાં કરતાં દુન્યાથી ચાલ્યા ગયા. માટે **"ગયા વકત ફિર હાથ આતા નહિ."**ની કહેવત યાદ રાખી, ખૂબ ખૂબ અને ખૂબ જ વસૂલ કરો.

મતાફ, મકામે ઈબ્રાહીમ, મુલ્તઝમ, રૂક્ને યમાની, ઝમઝમ, બયતુલ્લાહ શરીફ, સફા, મરવહ, તથા સફા મરવહના વચ્ચેનો ભાગ, અરફાત, મુઝદલિફહ, મિના, જમરએ ઉલા, જમરએ વુસ્તા વગેરે તમામ જગાઓ કે જે દુઆ કબૂલ થવાની જગાઓ છે અને જયાં હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ) અને ખાતમુન્નબિય્યીન સય્યિદના હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને તેમના સિવાય ન જાણે સેંકડો હઝરો પેગમ્બરોએ અને લાખો બલ્કે કરોડો વલીઓએ પોતપોતાના ઝોક શોક, અને પોતપોતાના ઝર્ફ (ગજા) પ્રમાણે કેવી કેવી ઈલ્હાહજારીથી (રડી રડીને) અલ્લાહથી દુઆઓ માંગી હશે? અને કેવા તડપતા દિલથી તેને યાદ કર્યો હશે?

તો તમે પણ આ બધી જ જગાઓએ પહોંચવાના છો, અને અલ્લાહથી દુઆઓ કરવાના છો, માટે આ જગાઓની દુઆઓ સંબંધી આપને મશ્વેરો આપવામાં આવે છે કે, તમો ઉપરોકત જગાઓએ જયારે દુઆઓ માંગો, તો તેની સાથે સાથે આટલી દુઆ પણ જરૂરથી કરશો કે :

" અય અલ્લાહ ! તારા મકબૂલ બંદાઓએ આ જગા ઉપર તારાથી જે જે દુઆઓ, જયારે જયારે પણ કરી છે અને જે જે વસ્તુઓનો તારાથી સવાલ કર્યો છે, ઓ મારા રહીમો કરીમ પરવરદિગાર, હું પોતાની નાઅહલિયત, નાલાઈકી અને ગુનાહોના ઈકરાર સાથે, ફકત તારી અને તારી જ શા'ને કરીમી ઉપર ભરોસો કરીને, તે બધી જ વસ્તુઓનો આ જગાએ તારાથી સવાલ કરું છું. અને જે જે ચીઝોથી તેઓએ આ મકામ ઉપર તારાથી પનાહ માંગી છે, આ જગાએ હું પણ તે તમામ વસ્તુઓથી પનાહ માંગું છું.

અય અલ્લાહ ! આ ખાસ જગાની જે ખાસ રોશની અને બરકતો છે, મને તેનાથી મહરૂમ ના કરો અને અહીંયાં હાજર થનાર તમારા બધા બંદાઓને તમેં જે કંઈ આપ્યું હોય, અથવા તમો તેમને જે કંઈ આપનાર હોય, મને પણ તેમાં ભાગીદાર બનાવો, અને એનો થોડો ભાગ મને પણ અતા ફરમાવો, તમારા ખઝાનામાં કોઈ જ કમી નથી.

## અરફાતના મેદાનની દુઆઓ

મજકૂર દુઆઓ કુર્આન પાકની આયતો અને મસ્નૂન દુઆઓનો ગુજરાતી અનૂવાદ છે, જેથી દરેક હાજી/હજીયાણી સમજીને પોતાના અંતઃકરણથી દુઆ માંગી શકે છે, દરેક ભાષાનો સર્જનહાર અલ્લાહપાક આપની ભાષાને જાણે છે અને સમજે છે. ઘણી આજિઝીની સાથે દુઆઓ માંગવી જોઈએ, દિલ અને આંખોએ પણ દુઆનો સાથ આપવો જોઈએ.

"હે મારા ખુદા ! તમે અમોને દુઆ કરવાનો હુકમ આપ્યો છે, અને અમારી દુઆઓને કબૂલ કરવાનો વાયદો પણ કર્યો છે કે "મારાથી માંગો હું તમારી દુઆઓ કબૂલ કરીશ."

જેથી હે મારા ખુદા ! અમારી ભૂલોને માફ ફરમાવો, અને અમારા ગુનાહો ઉપર પરદો નાંખી દો, પોતાની રહમત અને ફઝલથી અમારા દરેક કામોને આસાન ફરમાવી દો.

હે અલ્લાહ ! આ મુબારક સફરમાં અને આ અરફાતના મેદાનમાં તમારાથી તમારી હંમેશા બાકી રહેનારી રઝામંદી અને રઝામંદીના સાથે સાથે દરેક જાતની આસાની અને સરળતાનો તલબગાર છું, તમો મારા મદદગાર અને સાથ આપનારા છો. તમો જ મારા બાલ–બચ્ચાં અને ઘરવાળાઓની હિફાઝત કરનારા છો, આ સફરની દરેક તકલીફને કબૂલ ફરમાવો, અને દરેક કામમાં અમોને નેક નિય્યતીના સાથે કાયમ રાખો.

આ અરફાતના મેદાનમાં સાચા દિલથી ઈકરાર કરૂં છું કે તમારા સિવાય મારો કોઈ મઅ્બૂદ નથી, અને હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તમારા ખાસ બંદા અને સાચા રસૂલ અને પયગમ્બર છે.

હે દુનિયા અને આખિરતના માલિક ! હે અનહદ રહમત અને

બક્ષિશ કરનારા ! મારા ઉપર તમારા અપાર એહસાનો છે, દરેક નેઅ્મતનો હું શુક્ર અદા કરી શકતો નથી, મારા ઉપર રહમ કરનારા ! મને ગરીબાઈ અને તંગદસ્તીના  કારણે જલીલ ના કરશો, કર્ઝની બદનામીથી મારી હિફાઝત ફરમાવશો અને જે નેઅમતો તમોએ મને આપેલ છે, તેને તમો પાછી ના લઈ લેશો, તંદુરસ્તી અને આફિયતની ઝિંદગી અતા ફરમાવો.

તમારી દરેક નેઅ્મતો પર તમોને યાદ કરવા માટે, તમારો શુક્રિયહ અને ઈબાદતનો પૂરેપૂરો હક અદા કરવા માટે મારી મદદ ફરમાવો, દરેક જાતના ફસાદ અને આ વર્તમાન યૂગના દરેક ફિત્નાઓથી મારી તથા દરેક મુસલમાનની હિફાઝત ફરમાવો, તમો જ પોતાના બંદાઓની હિફાઝત કરનાર છો.

હે અમારા ખુદા ! અમારી નમાઝો, અમારી હજ્જ, અમારી ઝકાત, અમારા રોઝા, અમારા તરફની કુર્બાનીઓ, અમારી ઝિન્દગી, અમારૂ મૌત, સર્વે તમારા માટે જ છે, હું તમારાથી, તમારી ખૂશ્નૂદી અને રઝામંદીનો તલબગાર છું. આ સર્વે મારી નજીવી કોશિષ છે, અને તમારા ઉપર મારો ભરોષો છે.

એ મારા ખુદા ! હું અત્યારે તમારી પાક ઝમીન અને રહમતના છાંયડા હેઠળ છું, આ સમય તમારી રહમત અને બક્ષિશ કરવાનો છે, તૌબા કબૂલ કરવાનો અને ગુનાહોને માફ કરવાનો અને તમારા કરમ અને એહસાનો કરવાનો છે. અમારી દુઆઓ સાંભળવાનો અને દુઆ કબૂલ કરવાનો ખાસ સમય છે. દરેક માણસ પોતાની દુઆઓ તમારા દરબારમાં રજૂ કરી રહયો છે, અને તમો જ પોતાની રહમતથી તેને કબૂલ કરનાર છો, આ અરફાતના મેદાનમાં જે આજે તમારી તજલ્લીઓ અને બરકતોનો એક ખાસ દિવસ અને ખાસ જગ્યા છે, મારી આ હાજરી મારા જીવનની છેલ્લી હાજરી ન હોય, અને વારંવાર અહિંયાની હાજરીની સઆદત નસીબ ફરમાવો.

હે અલ્લાહ ! અમોને હિદાયત નસીબ ફરમાવી દો, જેનાથી અમે માર્ગ ભટકેલાઓથી અને ગુમરાહીથી દૂર રહીએ અને તમારા મકબૂલ બંદાઓમાં શામિલ ફરમાવો, જે સાચા દિલથી ઈમાન લાવ્યા છે, તમો પાક

અને ઐબ વિનાના છો, અમે તમારી નેઅમતોની ગણત્રી કરી શકતા નથી, તમોજ સૌથી વધારે રહમ કરનાર અને કરમ કરનાર છો, અને દરેક માંગવાવાળાઓને દરેક વસ્તુ આપનાર છો.

હે કરીમ ! અમોને આફિયત અને સલામતી અતા ફરમાવો, તમારી ઈતાઅત અને બંદગી કરવાની તૌફિક અતા ફરમાવો, અમારી ઝિન્દગી તમારી અમાનત છે, એટલે સાચા મઝહબ દીને ઈસ્લામના સાથે એવી હાલતમાં અમે તમારા સામે હાજર થઈએ કે તમો અમારાથી રાજી અને ખૂશ હોય !

તમારા સિવાય અમારો કોઈ માલિક અને પાલનહાર નથી અને તમારા સિવાય કોઈ ઈબાદતના લાયક નથી, અને કલિમા ઉપર અમને ખાતિમો નસીબ ફરમાવો :

اَشْهَدُ اَنْ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ.

તમો જ આસમાનો અને પૃથ્વીઓના સર્જનહાર અને બનાવનાર છો અને દુનિયા તથા આખિરતમાં અમારા માલિક અને મદદગાર છો, આ દુઆ કબૂલ ફરમાવીને સાચા મુસલમાન તરીકે મારો ખાતિમો ફરમાવો, તમારા નેક બંદાઓની સોહબત નસીબ ફરમાવો, દરેક વસ્તુને તમોએ પોતાની રહમતમાં લઈ લીધેલ છે, તમો દરેક વસ્તુથી ખબરદાર છો, તમારા બતાવેલ માર્ગ ઉપર ચાલવાની અને ગુનાહોથી બચવાની અને તૌબા કરવાની તૌફિક નસીબ ફરમાવો, તમોએ અમોને જેટલું ઈલ્મ અર્પણ કર્યું છે, એનાથી વધારે અમો કંઈ જાણતા નથી, તમોજ દરેકે દરેક વસ્તુના જાણકાર છો. હું તમારાથી દીન અને દુનિયાની દરેક ભલાઈ, દરેક આફતથી સલામતી અને દરેક મુસીબતથી આફિયતનો ઉમ્મીદવાર છું, પોતાના ગુનાહોની માફી સાથે તારા ગઝબ અને જહન્નમની આગથી પનાહ માંગુ છું.

એ અલ્લાહ ! મારા સાંભળવા અને સમજવાની અને જોવાની તાકતને હંમેશા કાયમ રાખશો અને મારા દિલને પોતાના નૂરથી ભરી આપો. માલ અને દોલતની બુરાઈઓથી મારી હિફાઝત ફરમાવો, ફક્ર અને

તંગસ્તિીની ઝિલ્લતથી મારી હિફાઝત ફરમાવો, દિલની તારીકી અને કબરની સખ્તી અને અઝાબથી હિફાઝત ફરમાવો, તમારા સિવાય કોઈ બચાવનાર અને હિફાઝત કરનાર નથી.

હે અલ્લાહ ! મારી અરજ છે કે દરેક વખતે તમારી ઈબાદત અને તમારી બંદગી અને તમારી તાબેદારીનો હકક અદા કરૂં, કુર્આને પાકની તિલાવતને મારી આંખોનું નૂર અને મારા ગમ અને રંજને દૂર કરવાનો જરીયો બનાવો.

હે અલ્લાહ ! તમો તમારા બંદા ઉપર તેની શકિત અને તાકતથી વધારે બોજ નાંખતા નથી, દરેક માણસ જે કંઈ કરશે તે તેનું પરિણામ મેળવશે અને પોતાના ગુનાહોની સઝા ભોગવશે, જો અમે ભૂલચુકથી કોઈ ગુનોહ કરી બેસીએ તો અમારી પકડ ના ફરમાવશો, દરેક જાતના નિફાક અને કુફ્ર અને આપસના મતભેદ અને બદઅખ્લાકી અને બદનિય્યતીથી અમારી હિફાઝત ફરમાવો. દિલમાં ઉત્પન્ન થનાર દરેક ખરાબ ખ્યાલોથી અને જીવનની દરેક મુસીબતથી અમારી હિફાઝત ફરમાવો, અમારી અચાનક મૌતથી હિફાઝત ફરમાવો, અચાનક પકડથી અમારી હિફાઝત ફરમાવો, અમોને દરેક હકક અદા કરવાની, હક વાત માનવાની અને હક વાત કહેવાની તૌફિક નસીબ ફરમાવો.

હે અલ્લાહ ! એવા ઈલ્મથી જે આખિરતમાં કામ ન લાગે અને એવા અમલથી જે તમારા દરબારમાં મકબૂલ ન હોય અને એવા દિલથી જે તમારી યાદથી ગાફિલ હોય અને એવી નફસ પરસ્તીથી જેની લાલચ અને હિર્સ કોઈ પણ કાળે પૂરી ન થાય અને એવી દુઆથી જે તમારા દરબારમાં કબૂલ ન થાય, એ બધી બાબતોથી હું તમારી પનાહ માંગુ છું.

હે અલ્લાહ ! તમો પાક અને દરેક ઐબોથી પવિત્ર છો, અમે તમારી નેઅમતો અને તમારી ફરમાંબરદારીનો સંપુર્ણ હક અદા કરી શકયા નથી, તમો તમારી મહોબ્બત અને ઈમાનને અમારા દિલોની ઝિનત બનાવી દો, બુરા અમલોથી અમારી હિફાઝત ફરમાવો, દીન અને દુનિયામાં મારા માટે અને મારા ઘરવાળાઓની હિફાઝત માટે જે કંઈ તમોએ મને આપ્યું છે, એ દરેક માટે તમારી રહમત અને તમારી પર્દાપોશીનો તલબાગર છું, મને તે

દિવસે અઝાબથી બચાવજો જે દિવસે તમો પોતાના બંદાઓને બીજીવાર ઝિંદગી આપી ઉઠાવશો.

હે અલ્લાહ ! તમો જ અમારી જરૂરતોને પૂરી કરનાર, દુનિયા અને આખિરતમાં અમારા દરજજાને બુલંદ કરનાર, અમારા દર્દભર્યા અવાઝને સાંભળનાર અને અમારી દુઆઓને કબૂલ કરનાર છો.

હે દરેક બાબતોને જાણનાર ! અમારા દિલોને પાક કરો, અમારી ઐબો ઉપર પર્દો ફરમાવી દો, અમારા ઘરવાળા અને દરેક મુસલમાન ભાઈઓની દરેક મુસીબત, દરેક પરેશાની અને દરેક આફતોથી હિફાઝત ફરમાવો. !

હે કમઝોરોની વાત સાંભળનારા ! ચેપી રોગો અને ખાસ કરી લાઈલાજ બીમારીઓ, બલાઓ, દુકાળ, મોંઘવારીથી અમારી હિફાઝત ફરમાવો, દરેક જાહેર અને છુપા ગુનાહોથી હિફાઝત ફરમાવો.

હે અલ્લાહ ! મુસલમાન પોતાની બદઅમલી અને ગુમરાહીના કારણે દરેક જગ્યાએ ઘણી સખત મુસીબત અને આઝમાઈશમાં સંડોવાયેલા છે, તો પરેશાનહાલોની દુઆ કબૂલ કરનાર, અમારા ગુનાહોના કારણે અમારા ઉપર એવા લોકોને હાકિમ ના બનાવો કે જે તમારાથી ડરતા નથી અને અમારા ઉપર રહમ કરતા નથી.

હે અમારા અલ્લાહ ! જેઓ તમારા માર્ગમાં નીકળેલ છે અને જેઓ સબરના સાથે, હિમ્મતના સાથે, દુશ્મનોનો મુકાબલો કરી રહયા છે અને તમારૂં નામ ઊંચુ કરવાની કોશીશમાં લાગેલા છે, જેઓ દીનની ખિદમત અને મદદ કરી રહયા છે, જેઓ ઈસ્લામને દુશ્મનોથી બચાવવાની કોશીષમાં લાગેલ છે અને તે મુસલમાન જે તમારા દુશ્મનોના દેશમાં કમઝોર અને નબળા છે, તમારા દુશ્મનો વચ્ચે ઘેરાયેલા છે, મઝલૂમોના જેમ પોતાના દેશમાં રહે છે.

એ ઘણી ભારે કુદરતવાળા ! પોતાની રહમત અને કરમથી તેઓ સર્વેની મદદ ફરમાવો, ઈસ્લામ અને મુસલમાનોને ઈઝઝત અને તાકત અતા ફરમાવો, દીનનું નામ બુલંદ ફરમાવો અને જે તમારા દીનની સાચી ખિદમત અને મદદ કરે છે તેઓની મદદ અને તાઈદ ફરમાવો, અને જેઓ

મુસલમાનોને ઝલીલ (અપમાનિત) કરે છે, તેઓને ઝલીલ (અપમાનિત) ફરમાવો.

હે મદદ તલબ કરનારની મદદ કરનારા ! એ મઝલૂમોની ફરીયાદ સાંભળનારા ! અમારી હિફાઝત ફરમાવો.

હે અમારા ખુદા ! એ ઈઝઝત અને અઝમતના માલિક ! હે હંમેશા કુદરત અને તાકત રાખનારા ! હે સખત પકડના માલિક ! હે હુકમ અને ઈરાદાને તાત્કાલિક પૂરો કરનારા ! તે કાફિરો અને મુશ્રિકોના ઉપર લઅનત અને પોતાનો ગઝબ નાઝિલ ફરમાવો, જે તમારા સાથે અમારો સંબંધ તોડવા માંગે છે અને તમારા તે બંદાઓને કતલ કરે છે, જે હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઉમ્મતી છે. તમો અમારા દુશ્મનો દરમિયાન જુદાઈ અને મતભેદ ઉત્પન્ન ફરમાવી દો અને દુશ્મનોની દરેક જમાતના ટુકડે ટુકડા ફરમાવી દો.

હે અલ્લાહ ! હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સર્વે દુશ્મનો ઉપર પોતાનો તે ગઝબ અને અઝાબ નાઝિલ ફરમાવો જેનાથી કોઈ ઝુલ્મ કરનારાને કદાપિ પનાહ ન મળી શકે. તે ઝાલિમો કે જેઓએ મુસલમાનોને કતલ કર્યા અને તેઓના માલ–સામાન કબજે કરી લીધા, તમો અમારા તરફથી તે દુશ્મનોનો મુકાબલો ફરમાવો, તેઓના ફસાદ અને તેઓની સ્કિમથી, તેઓના ખતરનાક ઈરાદાઓથી અમોને સર્વેને હિફાઝતમાં રાખો.

હે અલ્લાહ ! અમોને અને અમારી ઔલાદને અને અમારા તમામ સંબંધીઓને એ દરેક વસ્તુઓ અને મુસીબતોથી જે અમારી ચારેવ બાજુ ફેલાયેલી છે અને જેનાથી અમારૂં ઈમાન કમઝોર અને બસીરત (ઈમાની સમજ) ખત્મ થઈ ગયેલ છે, અમારા દિલ પથ્થર થઈ ગયા છે, હયા અને શરમ ઓછી થઈ ગઈ છે, અમારામાં તે દરેક જાતના ગુનાહો ફેલાઈ ગયા, અમે દરેક તરફથી એ ગુનાહોમાં ફસાયેલ છે, અમારો દેશ, અમારી વસ્તીઓ, તમારા નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના દુશ્મનોથી ભરપૂર છે, એ રહીમ અને કરીમ ! અમોને અને દરેક મુસલમાનને એ દુશ્મનોની બર્બાદીઓથી મહફૂઝ ફરમાવો, અમારી હિદાયત અને ઈસ્લાહ

ફરમાવો. અમારી હાલત દિવસે દિવસે પડતીના તરફ જઈ રહી છે, અમને સાચો માર્ગ બતાવો, અમારી દુઆઓ માટે કબૂલિય્યતના દરવાઝા ખોલી દો. તમો જ દરેક પરેશાન હાલ અને બેકરારની દુઆ કબૂલ કરો છો.

હે બે હદ કુદરત અને અઝમતવાળા પરવરદિગાર ! અમોને બીજી કોમો માટે લુકમો ના બનાવો ! અમોને તે ઈમાની તાકત અતા ફરમાવો, જેનાથી અમારા દુશ્મનોના દિલો પર અમારો રોબ કાયમ થઈ જાય, અમારા દિલોમાં ખૌફ અને કમઝોરી ઉત્પન્ન ન થાય અને અમારા દિલો ઉપર દુનિયાની મહોબ્બત ગાલિબ ન થઈ જાય.

હે અલ્લાહ ! રહમતુલ લિલ આલમીન હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના દીનની મદદ ફરમાવો અને હિફાઝત ફરમાવો, દીનની મદદ કરનારની હિફાઝત ફરમાવો, જેણે ઈસ્લામ અને મુસલમાનોની બેઈઝઝતી કરી, તમો તેઓને ઝલીલ (અપમાનિત) ફરમાવો.

એ અલ્લાહ ! તમો જબ્બાર અને કહહાર છો. તમારો ગઝબ અને અઝાબ અને દરેક જાતની મુસીબતો, તમારા દુશમનો ઉપર નાઝિલ ફરમાવો. તેઓના દિલમાં ખૌફ અને ગભરાટ ઉત્પન્ન ફરમાવી દો, તેઓની શકલ અને સૂરતની તબદીલી ફરમાવી દો, તમો જ અમારા દુઃખ અને દર્દને સાંભળી શકો છો, તમારાથી જ અમો મદદના તલબગાર છીએ, તમારા સિવાય અમારો કોઈ મદદગાર નથી.

હે અલ્લાહ ! અમારી ઈસ્લાહ ફરમાવી દો, અમારા આપસમાં મહોબ્બત અને હમદર્દી પૈદા ફરમાવી દો, અને અંદરોઅંદરના ઝઘડાઓ, એક બીજાને સતાવવાથી અને દુશ્મનીથી હિફાઝત ફરમાવો. અમોને અમારા મુસલમાન ભાઈઓ સાથે મહોબ્બતનો સંબંધ અને ભલાઈ કરવાની તૌફિક અતા કરો.

હે અલ્લાહ ! અમે તમારા દરબારમાં અને રહમતના આ મૈદાનમાં અમારા સર્વે ગુનાહોની માફીના ઉમ્મીદવાર બનીને આવ્યા છીએ, અમોને તમારી રહમતથી દૂર ના ફરમાવો. તમો મહાન રહીમ અને કરીમ છો, અમારા હાલ ઉપર રહમ અને કરમ ફરમાવો, જેથી અમે દરેક અઝાબથી

મહફૂઝ રહી શકીએ.

એ અલ્લાહ ! અમારા દેશ અને અમારા વતન હિંદુસ્તાનની પણ હિફાઝત ફરમાવો, દુશ્મનોની બુરાઈઓથી તેની હિફાઝત ફરમાવો. અમારા દેશવાસીઓને ઈસ્લામની દવલતથી માલામાલ ફરમાવો !

હે રબ્બુલ ઇઝઝત ! જો અમુક માણસો દેશમાં ફસાદ ફેલાવવા ઈચ્છતા હોય તો તેઓના નાપાક ઈરાદાથી હિફાઝત ફરમાવો, અને તેઓને તૌફિક અતા ફરમાવો કે તેઓના દિલમાં પોતાના દેશની મહોબ્બત, પોતાના દેશને મજબૂત કરવાનો જઝબો પૈદા થાય.

એ અલ્લાહ ! જે લોકો નકારાત્મકપણે વિચારતા હોય તેઓને હકારાત્મકપણે વિચારવાની તૌફિક અતા ફરમાવો. જે લોકો તોડફોડ કરવાની વિચારસરણી ધરાવે છે તેઓને આબાદ કરવાની વિચારસરણી અતા ફરમાવો.

એ અમારા પરવરદિગાર ! હિંદુસ્તાનના દરેક વતનીને મહોબ્બત અને પ્રેમભાવના સાથે રહેવાની તૌફીક અતા ફરમાવો.

એ અલ્લાહ ! અમો સર્વેને હલાલ રોઝી હાસિલ કરવાની તૌફીક નસીબ ફરમાવો. રિશ્વત, નફાખોરી, સંગ્રહખોરી, હરામ અને નાજાઈઝ તરીકાઓથી કમાવવાની વિચારસરણીને ખતમ ફરમાવી દો અને તમોએ કુર્આન શરીફ (પોતાના કલામ)માં જે કમાવવાના જાઈઝ તરીકા અને ઉસૂલો બયાન ફરમાવ્યા છે અને જે અહકામો બતાવ્યા છે, લોકોને તે ઉપર અમલ કરવાની તૌફિક અતા ફરમાવો. તેઓના દિલોમાં તમારો ખૌફ પેદા ફરમાવો.

હે પાક પરવરદિગાર ! અમારી ઝમીનને દરેક બુરાઈથી પાક ફરમાવી દો, અમારા દેશને ખરા અર્થમાં ઈસ્લામનો મજબૂત કિલ્લો બનાવી દો અને તે લોકોને હિમ્મત અને અડગતાપણું નસીબ ફરમાવો, જે પોતાની તાકત મુજબ આ જમીન ઉપર તારા અહકામ ચાલુ કરવાની કોશીષ કરી રહયા છે.

હે અલ્લાહ ! તે લોકોને કામ્યાબી નસીબ ફરમાવો, જે ઝિન્દગીના દરેક વિભાગમાં દીનની ખિદમત કરી રહયા છે અને તેઓને તેનો સારો

બદલો અતા ફરમાવો. આમીન યા રબ્બલ આલમીન !

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અરફાતના મૈદાનમાં પોતાની ઉમ્મતને ભૂલ્યા નથી અને રડી રડીને મગરિબ સુધી ઉમ્મત માટે દુઆઓ માંગી હતી, તો તે મેહબૂબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઉપર જો અરફાતના મેદાનમાં દુરૂદ નહિ મોકલો તો પછી કામ્યાબી કેવી રીતે મળી શકશે ? આ મૌકા ઉપર આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઉમરભરની મેહનતો, કે જે દીનને ફેલાવવા, અને બંદાઓના રિશ્તાઓ અલ્લાહથી જોડવા માટે કરી હતી, આપણું ઈમાન, આપણી નમાઝ, આપણી હજ્જ અને આપણું દરેક દીની કામ, આ જ મહેનતના પરિણામે છે, એટલે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઉપર પુષ્કળ દુરૂદ મોકલશો અને ૧૦૦ વખતે ચોથો કલિમહ જરૂર પઢશો. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અને આપનાથી પહેલા અંબિયા (અલયહિમુસ્સલામ) બધાએ જ, આ કલિમહને પોતાના માટે દુઆનો દરજજો આપ્યો છે.

**ચોથો કલિમહ :**

لَآاِلٰہَ اِلَّا اللّٰہُ وَحْدَہٗ لَا شَرِیْکَ لَہٗ لَہُ الْمُلْکُ وَ لَہُ

الْحَمْدُ یُحْیِیْ وَیُمِیْتُ بِیَدِہِ الْخَیْرُ وَھُوَ عَلٰی کُلِّ شَیْءٍ قَدِیْرٌ

(લા ઈલાહ ઈલ્લલ્લાહુ વહદહુ લા શરીક લહુ, લહુલ મુલ્કુ વ લહુલ્હમ્દુ, યુહયી વ યુમીતુ, બિયદિહિલ ખયર, વ હુવ અલા કુલ્લિ શયઈન કદીર.)

" અલ્લાહના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી, તે એકલા જ છે, તેનો કોઈ ભાગીદાર નથી, તેની જ બાદશાહી છે અને તેના માટે જ બધા વખાણ છે, તે જ જીવાડે છે અને તે જ મારે છે, તેના જ કબ્ઝામાં દરેક ભલાઈ છે, અને તે દરેક વસ્તુ ઉપર શકિત ધરાવે છે."

પોતાના વાલિદૈન માટે દુઆઓ માંગો, કારણ કે આ દુન્યામાં અલ્લાહ અને અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પછી

તમારા મા–બાપ , તમારા સૌથી મોટા મુહસિન છે. અને જેમના વાલિદૈન અથવા મા–બાપમાંથી કોઈ એક ઈન્તિકાલ કરી ગયા હોય તો તેમની મગફિરત માટે દુઆઓ કરો. બીજા મર્હુમો માટે, ઉમ્મતના માટે,સહાબએ કિરામ (રદિ.) માટે, પોતાના દીની ભાઈઓ તથા દેશ માટે દુઆઓ કરો.

અદબથી એ પ્રમાણે ઉભા રહો, કે જાણે તમો અલ્લાહ તઆલા સમક્ષ તેના દરબારમાં ઉભા છો. હા, આ અલ્લાહ રબ્બુલ ઈઝઝતનો દરબાર જ છે અને આપ તેની રહમતના ખોળામાં ઉભા છો, માટે માંગવામાં પીછેહઠ ના કરશો. પોતાની ભાષમાં માંગો, કારણકે દરેક ભાષનો પૈદા કરનારો તમારી ઝુબાનને જાણે છે અને સમજે છે. અને દુઆ વખતે તમારૂ દિલ અને તમારી આંખો પણ ઝુબાનનો સાથ આપે એ અત્યંત જરૂરી છે. જયાં જયાં દુઆઓ માંગો ત્યાં ત્યાં તમારી આંખો પોતાના પાણીથી તમારા દિલને ધુએ જે ઘણું જ જરૂરી છે. ખૂબ આંસૂ વહાવો, જેમ નાનાં બચ્ચાઓ રડી રડીને, અને આંસૂ વહાવી વહાવીને પોતાના મા–બાપથી પોતાની ફરમાઈશ પૂરી કરાવી લે છે.

આખરે સુર્ય આથમ્યો, દુન્યામાં જયાં જયાં સુર્ય ડૂબ્યો હશે, ત્યાં ત્યાં મગરિબની નમાઝ થઈ રહી હશે અને જે લોકો નમાઝ નહિ પઢતા હોય તેઓ અલ્લાહના ત્યાં નમાઝ છોડનારા અને ગુનેહગાર ગણાતા હશે. પણ ખુદા વહદહુ લા શરીક લહૂની કુદરત તો જુઓ, કે આ મેદાનમાં જયા અલ્લાહ તઆલાનાં બોલાવેલા મુસલમાનો ભેગા છે, અને જેમણે આજે હજ્જનો મોટો રૂકન અદા કર્યો છે, તે બધા જ મગરિબની નમાઝ છોડી રહયા છે. લાખોમાં કદાચ કોઈ જ એવો નાદાન હશે, જે મગરિબની નમાઝ પઢતો હશે. અલ્લાહુઅકબર ! આ જ બાદશાહી શા'ન છે. જયાં ઈરાદો કર્યો, ત્યાં હુકમ આપ્યો અને જયાં ઈરાદો કર્યો ત્યાં રોકી દીધા. આજે હુકમ છે કે મગરિબની નમાઝ, ઈશાની નમાઝ સાથે મુઝદલિફહમાં પઢવામાં આવશે. તે લોકો કે જેમણે કયારેય એક પણ નમાઝ છોડી નથી, તે પણ આજે ખૂશી ખૂશી છોડી રહયા છે. અરફાત વાળાઓ માટે આજે મગરિબની નમાઝની જગા મુઝદલિફહ છે, (જો કોઈ રસ્તામાં મગરિબની નમાઝ પઢી લેશે તો પણ મુઝદલિફહમાં જઈને ફરીથી પઢવી પડશે.)અને આજે મગરિબની

નમાઝનો ટાઈમ ઈશાનો ટાઈમ છે.

يَفْعَلُ اللّٰهُ مَا يَشَاءُ وَيَحْكُمُ مَا يُرِيْدُ

યફઅલુલ્લાહુ મા યશાઉ વ યહકુમુ મા યુરીદુ

"અલ્લાહ તઆલા જે ચાહે તે કરે છે, અને જે ચાહે તેનો હુકમ ફરમાવે છે."

વુકૂફે અરફાતના પછી દરેકના ચહેરા પર ખૂશી છવાઈ જાય છે, અને આંખોમાં પાકીઝગીનું નૂર ફેલાઈ જાય છે. હવે મેદાને અરફાતથી સફર કરવાનો હુકમ છે. હવે તે શહેર જે અરફાતના મેદાનમાં આબાદ હતું, મુઝદલિફહ તરફ રવાના થશે.

એક વાત યાદ રાખો કે મેદાને અરફાતમાંથી ગુરૂબે આફતાબ પહેલાં નીકળી જવાથી "દમ" વાજિબ થશે, પણ ગુરૂબે આફતાબ પહેલાં ફરી પાછા મેદાને અરફાતમાં આવી જવાથી તે "દમ" સાકિત પણ થઈ જશે. પણ જો આફતાબના ગુરૂબ થયા પછી પાછા આવશે તો એ "દમ" સાકિત નહિ થાય.

**"હજ્જે અકબર"નો અર્થ :**

મખદૂમ મુહમ્મદ હાશિમ સાહેબ (રહ.)એ "હયાતુલ કુલૂબ"માં લખ્યું છે કે શેખ અબ્દુલ હક મુહદિસ દહેલ્વી (રહ.)એ "સફરૂસ્સઆસદહ" માં કહયું છે કે **"જુમ્અહ"ના દિવસે "વુકૂફે અરફાત"** થાય તો સામાન્ય લોકો એને **"હજ્જે અકબર"** કહે છે, એની કોઈ અસલ નથી, એને **"હજ્જે અકબર"** કહેવું એ સામાન્ય લોકોએ ઉપજાવેલી વાતો છે. કુર્આને મજીદમાં જે **"હજ્જે અકબર"**નો શબ્દ છે, એનાથી મુતલક (ફકત) **"હજ્જ"** મુરાદ છે. **"ઉમરહ"** એ **"હજ્જે અસગર"** છે એના મુકાબલામાં **"મુતલક હજ્જ" "હજ્જે અકબર"** છે.

પરંતુ સમય અને જગ્યાના શર્ફ તેમજ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના હજ્જની મુવાફકત (કે હજ્જતુલ વદાઅ જુમ્આના દિવસે થયો હતો) વગેરેના કારણે જુમ્અહના દિવસની હજ્જની ફઝીલત સાબિત છે. (ઝુબદહ ભાગ પહેલો પાના નંબર ૧૬૫)

# અરફાતથી મુઝદલિફહ માટે રવાનગી

હવે લાખો માણસોની આ વસ્તી ૩ માઈલ દૂર જતી રહેશે. દુન્યામાં કોઈ શહેરનું આબાદ થવું કે વેરાન થવું કોઈ નાની વાત નથી ગણાતી, એક કિયામત બરપા (મોટો બનાવ) થઈ જાય છે, એક તોફાન મચી જાય છે. સમસ્ત દુન્યામાં ચર્ચા થાય છે. પણ અહીંયાં તમે જોશો કે જાણે કશું જ થયું નથી. બધાને હુકમ લાવ્યો હતો અને હુકમ જ લઈ જઈ રહયો છે ! ગુલામોની જેમ આવ્યા હતા, અને ગુલામોની જેમ જ જઈ રહયા છે.

*''અરફાત'' અને ''મુઝદલિફહ''ના વચમાં અલ્લાહની શા'ન નઝર આવે છે. મોટરો અને ગાડીઓનો આટલો મોટો સૈલાબ (કાફલો) તમે ઝિંદગીમાં કયારેય જોયો નહિ હોય.*

(અનુભવીઓના કહેવા પ્રમાણે અરફાતથી પાછા ફરતા, ભીડ એટલી બધી હોય છે કે ઘણીવાર એમ બને છે કે ચાલતા માણસો બસો તથા ગાડીઓ કરતાં વહેલાં, મુઝદલિફહ પહોંચી જાય છે, અને અમુક ટાઈમે તો સવારીઓ ઉપર જનારા એટલા લેટ પડી જાય છે કે, રાત પૂરી થઈ જાય છે, અને વુકૂફે મુઝદલિફહ અશકય બની જાય છે. માટે આપને ખાસ મશ્વેરો આપવામાં આવે છે કે સઊદી હુકૂમતે મિના, અરફાત, મુઝદલિફહ પગપાળા જવા આવવા માટે છત વાળી જે ચેનલ બનાવેલી છે, એનો ઉપયોગ કરી, ઉપરોકત તમામ જગાઓએ ચાલતા જશો, તો ગાડી કરતાં વહેલા પહોચશો અને પરેશાન પણ નહિ થશો. માટે ઉપરોકત ચેનલનો જરૂરથી ઉપયોગ કરવો જોઈએ. આ ચેનલ બાબુસ્લામની સામે આવેલી છે.)

જુઓ થોડીવારમાં મુઝદલિફહ પણ આવી ગયું. એક મૈદાનમાં એક સાથે લાખો મુસાફિરો ઉતરી પડયા છે. આજની રાત તમને મુઝદલિફહ, ચો તરફ આબાદ નઝર આવશે ! શું ખયરો બરકતની રાત હશે ! તમને જે પણ ટાઈમ મળે, તેને ગનીમત જાણશો.

**<u>મુઝદલિફહની આજની રાતના વિષે આવ્યું છે કે :</u>**

فَاِذَا قَضَيْتُمْ مِّنْ عَرَفٰتٍ فَاذْكُرُوا اللّٰهَ عِنْدَ الْمَشْعَرِ الْحَرَامِ

''તમો જયારે અરફાતથી પાછા વળીને મુઝદલિફહ આવો તો અહીંયા મશઅરે હરામની પાસે, અલ્લાહના ઝિક્રમાં મશ્ગૂલ રહો.''

બતાવવામાં આવ્યું છે કે મુઝદલિફહમાં રહેવાવાળા હાજીઓ માટે આ રાત શબે કદ્રથી પણ અફઝલ અને કાબિલે કદ્ર છે.આ રાતની કદ્રો કીંમતને યાદ રાખશો, આ રાતને જાગીને વિતાવવામાં આવે.ઈબાદત, ઝિક્ર, ઈસ્તિગફાર, તૌબા અને દુરૂદ શરીફમાં મશ્ગૂલ રહેશો. બેશક તમે સુઈ પણ શકો છો, પણ સુવા માટે આખી ઝિંદગી પડેલી છે, આવી રાતો ઝિંદગીમાં વારંવાર નસીબ નથી થતી. લગભગ એવું બને છે કે અરફાતના દિવસભરના થાકેલા, પાકેલા, અહીંયાં આવી સુઈ જાય છે અને રાત, સુવાની હાલતમાં જ કાઢે છે. એટલા માટે તમો એ વાતનો ખ્યાલ રાખશો કે રહમત અને બરકતવાળી આ રાત, કયાંક ઊંઘમાં વેડફાય ના જાય.

જો થાક નો અસર હોય અને તબિયત સુવા માટે બેચેન હોય તો એમ કરવું બેહતર છે કે,જો ઈશાના ટાઈમ પહેલાં મુઝદલિફહ પહોંચી ગયા હોય તો ઈશાના ટાઈમ થઈ જવાની રાહ જુઓ અને જયારે ઈશાની નમાઝનો ટાઈમ થઈ જાય તો મગરિબ અને ઈશા બંને નમાઝો એકજ ટાઈમમાં એ રીતે પઢશો, કે પહેલા મગરિબની ત્રણ ફર્ઝ, અને પછી ઈશાની ચાર, અથવા બે રકા'ત (મુસાફિર હોય તો) ફર્ઝ અદા કર્યા પછી, મગરિબ ની સુન્નતો અને નવાફિલ, અને ત્યાર પછી ઈશાની સુન્નતો અને નવાફિલ અને વિત્ર પઢશો. મતલબ આ છે, કે બંને નમાઝોના ફર્ઝના વચમાં કોઈ સુન્નત કે નફલ ન પઢવામાં આવે.(મુઝદલિફહમાં મગરિબ તથા ઈશાની નમાઝ ભેગી પઢવા માટે જમાઅત શર્ત નથી, ચાહે તો જમાઅત સાથે પઢો, ચાહે એકલા પઢો, પણ બંને નમાઝ ભેગી પઢો અને જો જમાઅતથી પઢો તો સારૂં છે.)

મગરિબ અને ઈશાની નમાઝ પઢીને થોડીવાર તસ્બીહ તથા ઈસ્તિગફાર અને અલ્લાહની હમ્દ બયાન કરી, તેના સમક્ષ દુઆ કરીને થોડીવાર માટે આરામ કરી લેશો અને પછી ઉઠીને સવાર સુધી અલ્લાહના ઝિક્રમાં વગેરેમાં અરફાતના મેદાનની જેમ અહીંયાં પણ મશ્ગુલ રહેશો.

સહીહ રિવાયતોથી આ પણ સાબિત છે કે હજ્જતુલ વદાઅ્ના મૌકા

ઉપર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અરફાતના મેદાનમાં ઉમ્મતના હકમાં ઘણું જ માંગ્યું હતું અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને એક દુઆ છોડીને બાકીની બધી જ દુઆઓ કબૂલ થવાની ખૂશખબરી આપવામાં આવી હતી. પરંતુ મુઝદલિફહની રાતમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ, પોતાના રબથી રડી રડીને દુઆ માંગી અને પેલી બાકી રહેલ વસ્તુ માટે ફરીથી દુઆ કરી, તો અહીંયાં તે પણ કબૂલ ફરમાવવામાં આવી, જેનાથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઘણાં જ ખૂશ થયા, અને ઉમ્મતના પરિણામથી મુત્મઈન થયા અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ શૈતાનને જોયો કે તે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની દુઆ કબૂલ થવા પર અફસોસ કરી રહયો છે અને પોતાના માથા પર ધૂળ નાંખી રહયો છે.

ફજરની નમાઝ સુબ્હે સાદિક થયા પછી જલ્દીથી અંધારામાં જ પઢશો. જયારે સુબ્હે સાદિક થાય છે, ત્યારે હુકૂમત તરફથી તોપનો ગોળો ફોડવામાં આવે છે, ત્યાર પછી જ ફજરની નમાઝ પઢશો, જેથી મુઝદલિફહમાં સુબ્હે સાદિક પછી થોભવું, જે વાજિબ છે, તેના ઉપર પણ અમલ થઈ જાય. ઘડિયાળમાં સમય જોઈને અમલ કરવો હિતાવહ છે. આ કિતાબના પેજ નંબર ૧૯૨,૧૯૩, ૧૯૪,૧૯૫ ઉપર મકકહ શરીફના સમયનું ટાઈમટેબલ છે તે જુઓ.

''મુઝદલિફહ''નો વુકૂફ વાજિબ છે, અને સુબ્હે સાદિક પછી વુકૂફનો ટાઈમ શરૂ થઈ જાય છે, જે સુર્ય ઉગવાના પહેલાં પહેલાં સુધી રહે છે, જે લગભગ દોઢ કલાકનો સમય થાય છે. અને સૂરજ ઉગતાં જ વુકૂફનો ટાઈમ પૂરો થઈ જાય છે, ત્યાર પછી વુકૂફ કરવું સહીહ ગણાશે નહિ, અને એના છૂટવાના કારણે દમ વાજિબ થશે. એવી જ રીતે, સુબ્હ સાદિક પહેલાં, જો કોઈ માણસ મુઝદલિફહથી ચાલ્યો જાય, તો પણ વુકૂફ ગણાશે નહિ, અને દમ વાજિબ થશે.

''મુઝદલિફહ''થી મિના રવાના થતાં પહેલા ખાસ યાદ રાખો કે, આપે મિનામાં શૈતાનને કાંકરીઓ મારવાની છે, તે કાંકરીઓની વ્યવસ્થા અહિંયાં મુઝદલિફહમાંથી જ કરી લેશો, એટલે કે ઓછામાં ઓછી ૭૦

કાંકરીઓ ધોઈને એક થેલીમાં મુકી આપો,(કાંકરીઓ ધોવી જરૂરી નથી પણ તમો જોશો કે નાપાક હોવાનો શક રહે છે તો ધોઈ લેવી બેહતર છે.) તે કાંકરીઓ ન તો બહું મોટી હોય અને ન ઘણી નાની હોય, બલ્કે ચણા જેટલી અથવા ખજૂરના ઠળિયા જેટલી હોય. જો મુઝદલિફહથી કાંકરીઓ નહિ લો તો, પાછળથી આપને પરેશાની થશે કારણ કે બીજી જગાએથી કાંકરીઓ મળવી મુશ્કિલ થઈ જાય છે.

નાપાક જગાએથી કાંકરીઓ લેવી મકરૂહ છે તેમજ મોટા પથ્થરને તોડીને રમી માટે નાના નાના ટુકડા કરવા મકરૂહ છે, એવી જ રીતે જમરહની પાસેથી કાંકરીઓ લેવી પણ મકરૂહ છે, હદીસ શરીફમાં આવે છે કે, જેમની હજ્જ કબૂલ થાય છે, તેમની કાંકરી ઉઠાવી લેવામાં આવે છે. અને ત્યાં પડી રહેલ કાંકરીઓ, કબૂલ ન થયેલી (મરદૂદ) છે.

કાંકરીનું ઝમીનની જાતી (પ્રકાર)માંથી હોવું જરૂરી છે, જોઈએ તો પથ્થર હોય કે બીજી કોઈ વસ્તુ, જમીનની જાત વગર બીજી કોઈ વસ્તુ જેમકે સોનું, ચાંદી,લોખંડ,મોતી, અને લાકડી વગેરેથી રમી કરવું જાઈઝ નથી.

આ પણ કુદરતે ઈલાહીનો એક મુઅ્જિઝો છે કે દર સાલ લાખો હાજીઓ અહીંયાથી કાંકરીઓ લે છે, અને દરેક હાજી ઓછામાં ઓછી ૪૯ કાંકરીઓ લે છે, અને દરેક જ એહતિયાતન ૫ કે ૧૦ કાંકરી વધારે લે છે, આ હિસાબે જો ૨૦ લાખ હાજીઓ હોય તો ઓછામાં ઓછી દસ કરોડ કાંકરીઓ દર વર્ષે ત્યાંથી લેવામાં આવે છે, તે છતાં કોઈ ખાલી હાથ નથી આવતું અને એમ લાગે છે કે જાણે કાંકરીઓ ત્યાં પૈદા ના થતી હોય !

"મુઝદલિફહ"થી "મિના" જતી વખતે "વાદિએ મુહસ્સર" (જેને વાદિયુન્નાર પણ કહેવામાં આવે છે.) ત્યાંથી ન જવું જોઈએ. જો કદાચ કોઈ કારણ સર ત્યાંથી પસાર થવાનું થાય, તો ત્યાંથી દોડીને પસાર થઈ જવું. આ "વાદિએ મુહસ્સર" "મુઝદલિફહ"થી અલગ છે, અને આ વાદીમાં "અસ્હાબે ફીલ" ઉપર અઝાબ ઉતર્યો હતો.

"મુઝદલિફહ"માં ફજરની નમાઝ પઢીને, થોડીવાર વુકૂફ કરો અને અદબ, એહતિરામથી તૌબા, ઈસ્તિગફાર કરો. પોતાના ગુનાહોની મા'ફી

માંગો. સૂરજ નીકળવાની થોડીક મિનિટો પહેલાં, વુકૂફનો ટાઈમ પૂરો થઈ જાય છે. જો કોઈ માણસ ફજરની નમાઝમાં, વુકૂફની નિય્યત કરી લે, અને તસ્બીહ, તકબીર, તલ્બિયહ કહી લે, તો પણ આ વાજિબ અદા થઈ જશે.

(આ વુકૂફ સુબ્હે સાદિકથી લઈ ખૂબ અજવાળું થતાં સુધી (એટલે કે સૂર્ય ઉગવાથી પાંચ મિનીટ પહેલાં સુધી) સુન્નતે મુઅકકદહ છે.)

કેટલાક હાજીઓ આ ગલતી કરે છે કે, અરફાતથી પાછા ફરતા સીધા મિના ચાલ્યા જાય છે, અને કેટલાક મુઝદલિફહમાં રાતના એક બે કલાક રહીને મિના ચાલ્યા જાય છે. હાલાંકે, સુબ્હે સાદિક પછી મુઝદલિફહમાં રહેવું જરૂરી છે, અને હજ્જના વાજિબાતમાંથી છે. વુકૂફે મુઝદલિફહ છોડી દેવાથી દમ વાજિબ થશે. હા, ફકત ઓરતો માટે રજા આપવામાં આવી છે. અગર તેણીઓ ભીડના કારણે મુઝદલિફહમાં ના રોકાય તો તેણીઓ ઉપર દમ વાજિબ થશે નહિ.

સુબ્હે સાદિકનો ખરો ટાઈમ જાણવા માટે એમ કરશો કે ૭/૮ ઝિલ્હજ્જના મસ્જિદે હરામમાં ફજરની અઝાનનો ટાઈમ નોંધ કરી લેશો, અને તેના પાંચ મિનિટ પછી, મુઝદલિફહમાં ફજરની નમાઝ પઢો. (કેટલાક લોકો ધોકો આપવા વહેલી અઝાન આપે છે, અથવા મુઅલ્લિમ જલ્દીના કારણે સુબ્હેસાદિક પહેલાંજ નમાઝ પઢાવી લે છે) તો તમારે તમારા ઘડિયાળ ઉપર જ ભરોસો કરવાનો છે, અને ટાઈમ થયા પછી જ ફજરની નમાઝ પઢવી અને ત્યાર પછી જ "મિના" માટે રવાના થવું, શરઈ ઉઝ્ર વગર સુબ્હે સાદિક પહેલાં જો કોઈ રવાના થશે, તો દમ વાજિબ થશે.

ખૈર, ફજરની નમાઝ પછી તમે જોશો, કે ઈન્સાનોનો આ સમંદર ફરી એકવાર મિના તરફ જઈ રહયો છે.

## મુઝદલિફહથી પાછા ફરતાં, મિનામાં કિયામ અને રમ્યેજિમાર

એક દિવસ પહેલાં સુનું બની ગયેલું મિના, આજે ફરીવાર આબાદ છે. આજે ૧૦ ઝિલ્હજ્જ એટલે કે ઈદનો દિવસ છે. આજે આખી દુન્યામાં

જયાં જયાં મુસ્લિમો છે, તેઓ અહીંયાંની યાદમાં ઈદની નમાઝ પઢતા હશે, પણ અલ્લાહની શા'ન કે અહીંયા ઈદની નમાઝ નથી અને કોઈને ઈદની નમાઝ નો ખ્યાલ પણ આવતો નથી. બસ અહીંયાની ઈદ તો આ જ છે, કે રમી કરવામાં આવે, કુર્બાની કરવામાં આવે, બાલ મુંડાવવામાં આવે, એહરામ ખોલી નાખવામાં આવે, અને તવાફે ઝિયારત કરવામાં આવે.

તો ૧૦ ઝિલ્હજ્જના ''મુઝદલિફહ''થી ''મિના'' આવીને, સૌથી પહેલાં ''જમરએ અકબા'' (છેલ્લા શૈતાન)ની રમી કરવાની છે.

જમરહનું નામ આવતાં જ દિમાગ વીતી ગયેલી સદીઓ તરફ ચાલ્યું જાય છે, એટલે કે હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ) પોતાના વ્હાલા ફરઝંદ હઝરત ઈસ્માઈલ (અલયહિસ્સલામ)ને કુર્બાન કરવા માટે મિના તરફ લઈ જઈ રહયા હતા, તો શૈતાને માણસની શકલમાં હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)ને બેહકાવવાની કોશિશ કરી, સૌથી પહેલાં તો જમરએ અકબહ જયાં છે, ત્યાં બેહકાવવાની કોશિશ કરી. હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ) તરત જ સમજી ગયા કે, આ શૈતાન છે. હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)એ અલ્લાહના દરબારમાં દુઆ કરી અને અલ્લાહના હુકમ પ્રમાણે સાત કાંકરીઓ મારી જેનાથી શૈતાન જમીનમાં ખૂંપી ગયો. હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ) જયારે આગળ ચાલ્યા તો જયા જમરએ વુસ્તા છે ત્યાં, ફરીવાર તેણે હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)ને રોકવાની કોશિશ કરી, પણ હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)એ ફરીવાર સાત કાંકરીઓ મારી, અને શૈતાન ઝમીનમાં ખૂંપી ગયો. ત્રીજી વખતે ફરીવાર જયાં જમરએ ઉલા છે, ત્યાં શૈતાને હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)નો પીછો કયો, અને અલ્લાહ તઆલાની નાફરમાની પર ઉભારવાની કોશિશ કરી, પરંતુ અલ્લાહ તઆલાની મદદથી હઝરત ઈબ્રાહીમ (અલયહિસ્સલામ)એ ત્રીજી વાર સાત કાંકરીઓ મારી, અને શૈતાન રસ્તેથી પાછો વળી ગયો.

આ ઐતિહાસિક ઘટનાની યાદમાં મિનામાં ત્રણેવ જમરાઓને કાંકરીઓ મારવામાં આવે છે અને એનો મકસદ એ છે, કે કોઈ પણ હાજી હજ્જ દરમિયાન, અથવા હજ્જ કર્યા પછી શૈતાનના બેહકાવામાં ન આવે.

**"સઊદી હુકૂમતે" ત્રણેવ જગાએ, ત્રણે શૈતાન માટે થાંભલાઓની નિશાનીઓ બનાવેલી છે અને અલગ અલગ ઝુબાનોમાં બોર્ડ પણ લગાવ્યું છે, ઉર્દૂમાં પણ લગાવેલું છે, એક વાત એ પણ યાદ રાખશો કે આ જમરહ પોતે શયતાન નથી, બલ્કે શયતાન જોવાયો હતો તે સ્થળોની નિશાનીઓ છે, માટે કાંકરીઓ એવી રીતે મારો કે થાંભલાની જડમાં અથવા થાંભલાની આસપાસ જયાં કાંકરીઓ ભેગી થાય છે, ત્યાં જઈને પડે.જે કાંકરી થાંભલાની જડથી ૩ હાથ અથવા એનાથી વધૂ દૂર પડશે તે કાંકરી મારેલી ગણાશે નહિ, તેને ફરીથી મારવી પડશે. જો ફરી નહિ મારો તો દમ વાજિબ થશે.**

જો સાતેવ કાંકરીઓ એકી સાથે મારી દીધી, તો એક જ કાંકરી મારી ગણાશે, અને બાકીની ૬ છૂટવાના કારણે દમ વાજિબ થશે.

પહેલો જમરહ "મસ્જિદે ખૈફ" પાસે છે, જેને "જમરએ ઊલા" કહે છે, અને ત્રીજો જમરહ, મિનાની છેલ્લે છે, તેને "જમરએ અકબા" કહે છે. અને એક જમરહ, આ બંનેના વચમાં છે જેને "જમરએ વુસ્તા" કહે છે.

આજે ૧૦ ઝિલ્હજ્જના તમારે ફકત એકજ જમરહની એટલે કે "જમરએ અકબહ"ની રમી કરવાની છે. આ જમરહ ઉપર પહેલી કાંકરી મારવાના સાથે જ તલ્બિયહ પઢવાનું ખત્મ થઈ જાય છે, માટે ત્યાર પછી તલ્બિયહ પઢવું નહિ. રમીનો સુન્નત વખત સુર્ય નીકળ્યા પછીથી ઝવાલ સુધીનો છે. જો કોઈ માણસ ઝવાલ પછીથી મગરિબ સુધીમાં કરે, તો પણ જાઈઝ છે, મકરૂહ નથી, પરંતુ જો કોઈ મગરિબથી સુબ્હે સાદિક સુધીમાં કરશે, તો રમી તો થઈ જશે, પણ મકરૂહ છે.

"રમી" કરવા માટે જમરહથી નઝદીક હોવું કે દૂર હોવું કોઈ જ શર્ત નથી, જયાંથી પણ રમી કરશો રમી થઈ જશે. પરંતુ સુન્નત આ છે, કે જમરહથી પાંચ હાથ અથવા થોડેક દૂર ઉભા રહેવામાં આવે, એનાથી ઓછા દૂરથી રમી કરવી મકરૂહ છે.

"રમી" કરવા માટે કાંકરી કેવી રીતે પકડવી એની કોઈ શર્ત નથી, પણ મુસ્તહબ આ છે કે અંગુઠા અને કલિમહની આંગળીથી પકડીને

મારવામાં આવે અને આ પણ મુસ્તહબ છે કે, મારતી વખતે હાથ એટલો ઉંચો થાય કે બગલ ખૂલી જાય અને બગલની સફેદી દેખાય.

"રમી" કરતી વખતે "તકબીર" કહેવું મસ્નૂન છે. અટેલે જયારે પણ કાંકરીઓ મારો ત્યારે આ પઢો :

بِسْمِ اللّٰهِ اَللّٰهُ اَكْبَرُ ْ مَاً للشَّيْطَانِ وَ ِ ضًى للرَّحْمَنِ

(બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર, રગ્મન લિશ્શય્તાન વ રિદન્ લિર્રહમાન.)

"હું અલ્લાહના નામથી શરૂ કરું છું, અલ્લાહ સૌથી મોટો છે. (આ કાંકરી) શૈતાનને ઝલીલ કરવા અને અલ્લાહ પાકને રાજી કરવા માટે મારું છું"

હાજીઓની ભીડના કારણે "સઊદી હુકૂમતે" જમરહની સડક પહોળી કરી છે, અને જમરાતવાળા ભાગની સડકને ઉપર નીચે ડબલ કરી નાખી છે. હવે દરેક જમરહની ઉપરથી પણ રમી થઈ શકે છે, માટે આપ જયાંથી પણ કાંકરી મારશો આપની રમી સહીહ ગણાશે.

પણ આપને મશ્વેરો આપું છું કે આપ ઉપરથી રમી કરશો, તો રાહત રહેશે, કારણ કે નીચે બધુ બંધ છે, જયારે ઉપર ખુલ્લું છે, ઘરડા લોકો, બીમારો, છોકરાઓ અને સ્ત્રીઓ માટે તો ખાસ કરીને ઉપરજ સારું રહેશે, કારણ કે ભીડ ઘણી જ હોય છે અને આ મૌકા ઉપર કચડાઈ જવાનો ખતરો રહે છે અને વધૂ પડતું આવું નીચેના ભાગમાં જ બને છે.

બીજી વાત આ કે, રમી કરવા જતાં પહેલાં તમો તમારા સાથીઓથી એક ખાસ જગા નકકી કરી લો કે, અગર આપણામાંથી કોઈ વિખુટો પડી જાય, તો આ જગાએ આવીને ઉભો રહે અને બીજાઓના આવવાનો ઈન્તિજાર કરે, આવું કરવાથી તમોને ઘણી જ રાહત રહેશે.

અને ત્રીજી વાત આ કે, રમી કરવા જતાં રસ્તામાં આપની કોઈ વસ્તુ નીચે પડી જાય, તો તેને ઉઠાવવાની કોશિશ કદી ના કરશો અને એવી જ રીતે, આપના ચંપલ વગેરે નીકળી જાય, અથવા નીકળી રહયો હોય તો પણ, એને લેવાની કે ઠીક કરવાની કોશિશ પણ ના કરશો. ખુલાસો આ છે, કે કોઈ પણ કામ હોય, તમે નીચું વળીને કરવાથી બચશો, નહિતો લગભગ

આવું બને છે કે, માણસોની ભીડમાં કચડાઈ જવાય છે.

રમી કરવા જતી વખતે પોતાના કાંડાનું ઘડિયાળ, ચશ્મો કાઢી નાખવો જોઈએ અને એહરામ મજબૂત બાંધી લેવું જોઈએ.

અને આ ભીડના કારણે જ, ઉલમાએ કિરામે મશ્વેરો આપ્યો છે, કે તમો ઝવાલ પછી રમી કરો, બલ્કે ઓરતો અને છોકરાઓ તો મગરિબ પછી રમી કરશે તો પણ તેઓના માટે વગર કરાહતે જાઈઝ કહેવામાં આવ્યું છે.

ખૈર, પહેલા દિવસે તો આપને ફકત આ એક જ જમરહ ''જમરએ અકબહ''ની રમી કરવાની છે. અને ત્યાર પછી ૧૧ તથા ૧૨,તારીખના ત્રણેવ જમરાઓની રમી કરવાની છે.

## કુર્બાની

અલ્લાહ તઆલાએ આપને ''હજ્જે તમત્તુઅ''ની મોટી નેઅ્મત અતા ફરમાવી, તેના શુક્રિયહના તૌર પર, આપે કુર્બાની કરવી વાજિબ છે. માટે રમી કર્યા પછી કુર્બાની કરો અને પછી બાલ મુંડાવી અથવા કપાવીને એહરામ ખોલી નાંખો.

આ કુર્બાનીના અહકામ ઈદુલઅદ્હાની કુર્બાનીનાં અહકામ જેવા જ છે. જે જાનવરો કુર્બાનીમાં જાઈઝ છે, તે જ  જાનવરો અહિંયા પણ જાઈઝ છે અને જે રીતે ઉંટ, ગાય, ભેંસમાં સાત માણસો ભાગીદાર થઈ શકે છે, એજ રીતે અહિંયા પણ સાત માણસો ભાગીદાર થઈ શકે છે.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાની અને પોતાની પૂરી ઉમ્મત તરફથી કુર્બાની કરી હતી, એટલે ઉમ્મતે પણ  પોતાની કુર્બાનીના સાથે સાથે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તરફથી પણ કુર્બાની કરવી જોઈએ.

અને મકકહ મુકર્રમહ આવ્યા પછી આપ મુકીમ થઈ ગયા હતા, એટલે કે ૭ ઝિલ્હજ્જ પહેલાં ઓછામાં ઓછા ૧૫ દિવસ કે એથી વધુ દિવસો મકકહ મુકર્રમહમાં રહેવાનું થયું હતું, તો તેને શરઈ ભાષામાં મુકીમ કહેવામાં આવે છે. આવો મુકીમ માણસ નિસાબનો માલિક હોય, તો તેની કુર્બાની અલગ કરવાની રહેશે, પણ જો મુસાફિર હોય તો માલિકે નિસાબ

વાળી કુર્બાની વાજિબ નહિ થાય, હા, તે છતાં કરી લેવી મુસ્તહબ છે.

મતલબ કે હાજી માટે બે કુર્બાનીઓ છે, એક તો હજ્જની કુર્બાની, અને બીજી ઈદુલ અદહાની કુર્બાની, જે દર વર્ષે વાજિબ છે. આ કુર્બાની પોતાના વતનમાં પણ કરી શકે છો, ઘરેથી હજ્જ માટે નીકળો ત્યારે ઘરવાળાઓને કહી આપો, કે  દર વર્ષની જેમ આ વર્ષે પણ મારી કુર્બાની કરાવશો.

સાથે સાથે આપને એ મસ્અલો પણ બતાવી આપું કે ઉપર બતાવ્યા મુજબ અગર આપ મુકીમ થઈ ગયા હોય તો, તમારે મકકહ મુકર્રમહ, મિના, મુઝદલિફહ વગેરે જગાએ નમાઝો પૂરી પઢવાની છે, પછી ચાહે એકલા પઢો કે ઈમામના પાછળ પઢો.

''જમરએ અકબહ''ની રમી કર્યા પછી, કુર્બાની તથા બાલ કપાવવાના છે, પણ તમે એ બંને ૧૦ તારીખે જ કરી નાખો એ જરૂરી નથી. રમી કર્યા પછી ભીડના કારણે કુર્બાની કરવી મુશ્કેલ હોય, તો જાણી જોઈને પોતાને તકલીફમાં ના નાખતા, આજે નથી થઈ શકતી તો કાલે અથવા પરમ દિવસે કરશો. હા, એ વાત નકકી છે, કે જયાં સુધી કુર્બાની નહિ કરો, ત્યાં સુધી બાલ નથી કપાવી શકતા અને જયાં સુધી બાલ નહિ કપાવો, ત્યાં સુધી એહરામ નથી ખોલી શકતા.

સામાન્ય રીતે ગરબડ એટલા માટે  થાય છે, કે લોકો એહરામ ખોલી નાખવાની ઉતાવળ કરતા હોય છે અને ખાસ કરીને એક બીજાને સીવેલાં કપડાં પહેરેલા જોઈને, દરેકને એહરામ ખોલવાની બેચેની થાય છે, પણ અલ્લાહ પાકના ઘરે મહેમાન બનીને આવ્યા છો, તો એકાદ દિવસ વધુ એહરામમાં રહેવામાં શું વાંધો છે ? આ આશિકાના, પ્રેમ ભર્યો લિબાસ, ફરી કયારે નસીબ થશે ? જે લિબાસ આપણને મૌત અને કફનની યાદ તાજી કરાવે છે ! અને આખિરત વાળા અમલો તરફ પ્રેરિત કરે છે.

''મનહર'' એટલે કે કુર્બાની કરવાની જગા ઉપર તમે જોશો, કે લાખોની ગણત્રીમાં ઘેટા, બકરાં,ગાયો, ઊંટો વગેરે હશે, તમે પોતાની પસંદ અને પોતાની તાકત પ્રમાણે, જોઈને જાનવર ખરીદ કરી લો અને કુર્બાની કરો.

કુર્બાનીના જાનવર માટે ખ્યાલ રાખો કે, તેને ઝબ્હ કરતા પહેલા

કંઈ ખવડાવવું, પીવડાવવું જોઈએ અને છરી બરાબર તેઝ કરો, પણ જાનવરની સામે તેઝ ના કરવામાં આવે. ઝબ્હ કરતાં પહેલાં, જાનવરનાં બંને હાથ અને એક પગ બાંધી દેવામાં આવે, અને કિબલહ તરફ મોં કરીને સુવડાવવામાં આવે અને ઝબ્હ કરતા પહેલાં આ દુઆ પઢવામાં આવે:

اِنِّی وَجَّهْتُ ‌ ‌ لِلَّذِی فَطَرَ السَّمٰوٰتِ وَالْ ‌ ‌ اَرْضَ

حَنِيْفًا وَّمَا اَنَا مِنَ الْمُشْرِكِيْنَ اِنَّ صَلَاتِی وَنُسُكِی وَمَحْيَایَ وَ

مَمَاتِی لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ لَا شَرِيْكَ لَهٗ وَبِذٰلِكَ اُمِرْتُ وَاَنَا

اَوَّلُ الْمُسْلِمِيْنَ.

**ત્યાર પછી ગળા ઉપર છરી મુકીને આ દુઆ પઢતાં પઢતાં ઝબ્હ કરો :**

اَللّٰهُمَّ لَكَ وَ ‌ ‌ ‌ لِلّٰهِ اَللّٰهُ اَكْبَرُ

**ઝબ્હ કર્યા પછી આ દુઆ પઢો :**

اَللّٰهُمَّ تَقَبَّلْ هٰذِهِ الْاُضْحِيَّةَ مِنِّی كَمَا تَقَبَّلْتَ مِنْ

خَلِيْلِكَ اِسْمٰعِيْلَ ‌ ‌ ذَبِيْحِكَ ‌ ‌ مُحَمَّدٍ نَبِيِّكَ وَحَبِيْبِكَ ‌ ‌ فَكَ

عَلَيْهِمُ الصَّلٰوةُ وَالسَّلَامُ

જો કોઈના તરફથી ઝબ્હ કરી રહયા હોય તો مِنِّی ના બદલે مِنْ فُلَاں بن فُلَاں (તેનું તથા તેના બાપનું નામ લેવામાં આવે.)

એ પણ યાદ રાખો કે, એક જાનવરની સામે બીજું જાનવર ના ઝબ્હ કરો, લોહી માટે ખાડો કરવામાં આવે અને જાનવરોની આંખો બંદ કરવામાં આવે, છરી જમણા હાથથી પકડવામાં આવે અને ઝબ્હ કર્યા પછી જાનવરના હાથ પગ ખોલી નાખવામાં આવે.

કુર્બાની કર્યા પછી આપને બાલ કપાવવાના અથવા મુંડાવવાના છે.

(ઓરતોએ બેડકા જેટલા પૂરા માથાના બાલોને કાપવાના છે.) બાલ કપાવવા માટે કિબ્લહ તરફ મોં કરીને બેસવું અને જમણી બાજુથી બાલ કપાવવાનું શરૂ કરાવવું. માથાના વાળ કપાવવા પછી જ મૂંછ, નખ અને બગલના બાલ પણ સાફ કરી શકો છો, પણ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઈત્તિબાઅમાં ના કપાવવા જોઈએ. અને ૧૨મી અથવા ૧૩મીના ''મિના''થી પરત થવા સુધી ન કપાવવું બેહતર છે. તે છતાં કાપવા જાઈઝ છે પણ માથાના વાળ કાપ્યા પછી જ આ બધુ કાપશો નહિ તો જઝા વાજિબ થશે. અને હરમની હદમાં જ વાળ કપાવવાના છે, તે પણ યાદ રાખશો.

હલક કરવું અથવા બાલ કપાવવું, હજ્જ તથા ઉમરહમાં વાજિબ છે, જેવી રીતે નમાઝ પૂરી કરવાની શરઈ રીત સલામ ફેરવવું છે, એવી જ રીતે એહરામ ખોલવાની શરઈ રીત હલક અથવા બાલ કપાવવા છે.

આજના આ ઝમાનામાં યૂરોપિયન સંસ્કૃતિ અને રહેણી કરણીમાં ચિત્રવિચિત્ર હેર સ્ટાઈલને બહું મહત્વ અપાઈ રહયું છે. લાંબા વાળ રાખવા એ ઓરતોની શોભારૂપ હતા, જેનો યૂરોપે, લોકોની અકકલ ચોરીને ઓરતોની શોભા, વાળ કપાવવામાં બતાવી, અને આજની ફેશન પરસ્ત ઓરતો, હવે ઉઘાડેછોગ હેરકટીંગ સલૂનોમાં બેસીને હજામત બનાવડાવીને હજારો રૂપિયા બરબાદ કરે છે. અને અલ્લાહના અઝાબને નોંતરે છે. અને પુરૂષો માથાના વાળ ઓરતોની માફક મોટા રાખીને, ફેશનમાં આંધળા બને છે, અને ઓરતોની પેઠે વાળ વધારવા માંગે છે. ! નઊઝુબિલ્લાહ

હજ્જની ક્રિયામાં માથું મુંડાવવા અને વાળ કતરાવવાને વાજિબ ઠેરવાયું છે તો જરૂરી છે કે એના ઉપર અમલ કરવામાં પણ કોઈ કોતાહી ન રહી જાય, આપણે તો એહરામ બાંધીને ફકત એક ખુદાની રઝમંદી માટે, પોતાના નફસને મિટાવવા, ગુરૂર અને અભિમાનને તોડવા ખાતર, પોતાની રહેણી કેહણી મિસ્કીન પેઠે ધારણ કરી છે, તો પછી બાલ મુંડાવવામાં કચાસ ના રાખવી જોઈએ.

હકીકતમાં હજ્જના આ કામોમાં હઝરો હિકમતો અને ફાયદાઓ છુપાયેલા છે, દુનિયાભરના ફિલસુફીઓ આ હિકમતોને જાણવા માટે

કોશિશ કરે, તો પણ એ હિકમતોને પામી શકશે નહિ.

તમો હજામતથી ફારિગ થયા, એનો અર્થ આ છે કે, હવે આપનું એહરામ ખુલી ગયું.હવે સીવેલા કપડાં પહેરી શકાય છે, ન્હાવું, ધોવુ કે ખૂશ્બુ લગાવવું જાઈઝ છે, દરેક વસ્તુની આઝાદી છે, પણ હજુ આપના માટે પોતાની ઓરતથી સુહબત (સંભોગ) કરવી જાઈઝ નથી.

આ સમજવા માટે આટલું જાણી લો, કે હજ્જના ત્રણ ફર્ઝો છે. (૧) એહરામ બાંધવું (૨) અરફાતમાં હાજરી (૩) તવાફે ઝિયારત. આ ત્રણમાંથી ૧ અને ૨ તો તમે કરી ચુકયા, પણ હજુ ૩ નંબર એટલે કે તવાફે ઝિયારત બાકી છે અને એહરામની બધી પાબંદીઓમાંથી હવે એક જ પાબંદી બાકી છે, એટલે કે પોતાની ઓરત સાથે સુહ્બત ની પાબંદી. તમે જયારે તવાફે ઝિયારત કરી લેશો, ત્યારે ઓરત પણ તમારા માટે હલાલ થઈ જશે.

## તવાફે ઝિયારત

"તવાફે ઝિયારત"ને "તવાફે રુકન", "તવાફે ઈફાઝહ", "તવાફે ફર્ઝ", "તવાફે હજ્જ" અને "તવાફે યવમુન્નહર" પણ કહેવામાં આવે છે.

આ તવાફ સામાન્ય રીતે કુર્બાની તથા હજામત કરી, એહરામ ખોલીને, ન્હાવા પછી કરવામાં આવે છે એટલે સીવેલાં કપડાંમાં કરવામાં આવશે, અને "તવાફે ઝિયારત"માં "રમલ" તો કરવાનું છે, પણ "ઈજતિબાઅ" (જમણી બગલના નીચેથી ચાદર કાઢી, ડાબા ખભા ઉપર નાંખી દેવી)કરવાનું નથી, કારણ કે સીવેલા કપડાં પહેરેલાં હશે. એવી જ રીતે "સઈ" પણ સીવેલા કપડાંમા જ કરવાની છે.

અને જો કુર્બાની તથા હજામત કરતા પહેલાં તવાફે ઝિયારત કરી રહયા હોય તો એનો અર્થ એ છે કે તમો હજૂ હાલતે એહરામમાં છો, માટે તવાફે ઝિયારતમાં રમલ તથા ઈજતિબાઅ કરવામાં આવશે.

(જો ૮,મી ઝિલ્હજ્જના તમે એહરામ બાંધ્યા પછી નફલ તવાફ કરતી વખતે, રમલ, ઈજ્તિબાઅ, અને સઈ પહેલાંથી જ કરી લીધી હોય, તો હવે આપને સઈ કરવાની નથી, તેનો ખ્યાલ રાખશો, રમલ વગર ફકત

તવાફ કરશો, અને ત્યાર પછી તવાફની બે રકા'ત નમાઝ પઢી ઝમઝમ ઉપર જશો.....)

આ "તવાફે ઝિયારત" કરવો હજ્જનો રુક્ન અને ફર્ઝ છે. "તવાફે ઝિયારત" ૧૦, ઝિલ્હજ્જના કરવો અફઝલ છે, ૧૨, ઝિલ્હજ્જના સુર્ય આથમતા સુધી કરી લેવો પણ જાઈઝ છે, અને જો ત્યાં સુધી ના કર્યો તો, લેટ કરવાના કારણથી દમ વાજિબ થશે અને તે છતાં તવાફ તો કરવો જ પડશે, કારણ કે આ તવાફે ઝિયારત કોઈ પણ હાલતમાં મા'ફ થતો નથી. ઝિંદગીની છેલ્લી ઘડી સુધી અદા કરવો ફર્ઝ રહે છે, અને જયાં સુધી તેને અદા કરવામાં નહિ આવે, ઓરત તેના માટે હરામ જ રહે છે.

ઓરતો માટે અમુક કુદરતી હાલતો એવી છે, જે એમને ફિતરી (કુદરતી) તૌર પર પેશ આવે છે, જેના કારણે એમના માટે મસ્જિદમાં દાખલ થવું, નમાઝ પઢવું અને તિલાવત કરવી નાજાઈઝ થઈ જાય છે. જો હજ્જમાં આ પ્રમાણે "માસિક" આવી જાય, તો તે હજ્જના બધા જ અરકાનો અદા કરશે, પણ મસ્જિદે હરામ અથવા અન્ય કોઈપણ મસ્જિદમાં દાખલ ન થાય અને તવાફ ત્યાં સુધી નહિ કરે, જયાં સુધી તે પાક નહિ થઈ જાય. એટલા માટે તવાફે ઝિયારતમાં મોડું થઈ જાય, તો પણ ઓરત પર દમ વાજિબ થશે નહિ, અને ન તો કોઈ જાતનો ગુનોહ થશે.

કોઈ ઓરત માસિકથી એવા સમયે પાક થઈ કે ૧૨મી તારીખના ગુરૂબે આફતાબમાં એટલી વાર હતી કે પાકીનું ગુસલ કરી, "મસ્જિદે હરામ"માં જઈને પૂરો "તવાફે ઝિયારત" અથવા "તવાફે ઝિયારત"ના ચાર ચકકર પૂરા કરી શકતી હતી છતાં તે ઓરતે એમ ન કર્યુ તો એના પર "દમ" વાજિબ થશે. અને જો એટલો સમય ના હોય તો "દમ" વાજિબ થશે નહિ.

તમે "તવાફે ઝિયારત" કરી લીધો, એટલે કે અલ્હમ્દુલિલ્લાહ, તમો ૧૦ ઝિલ્હજ્જના કરવાના બધાંજ કામોથી ફારિગ થઈ ગયા. તમો અલ્લાહનો શુક્ર અદા કરો, કે તેણે આપને ઝિંદગીની આટલી મોટી ખૂશી અર્પણ કરી,પોતાના ઘરે બોલાવ્યા, પોતાના દરવાઝાને પકડવાનો મોકો ઈનાયત કર્યો, મેદાને અરફાતના કિયામની સઆદત અર્પણ કરી. હવે તમો પૂર્ણ રીતે એહરામથી ફારિગ થઈ ગયા.

*છે. અને લોકો શાંતિથી હઝરત ઉમ્મુલ મુઅ્મિનીનની કબર ઉપર, ફાતિહા ખ્વાની કરે છે.*

**(૩) મસ્જિદુર્રાયહ** :- મસ્જિદે જિનનાં નઝદીક, સીધા હાથે મસ્જિદુર્રાયહ આવેલી છે. રાયહનો અર્થ ઝંડો થાય છે. આ તે જગા છે કે જયાં ફત્હે મકકહના મૌકા ઉપર આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાનો ઝંડો લહેરાવ્યોં હતો.

**(૪) મસ્જિદે જિન** :- આ મસ્જિદ "જન્નતુલ મુઅલ્લા" કબ્રસ્તાનની પાસે છે. તેને મસ્જિદે બયઅત પણ કહેવામાં આવે છે. અહીંયાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જિન્નાતોથી બયઅત કરી હતી. તે ઝમાનામાં આ એક ખુલ્લુ મૈદાન હતું, પણ હવે ત્યાં એક ખૂબ સૂરત મસ્જિદ બની ગઈ છે.

**(૫) જબલુન્નૂર** :- (ગારે હિરા) મકકહ મુકર્રમહથી મિના જવાના રસ્તા ઉપર લગભગ ૩ માઈલ દૂર જબલુન્નૂર આવેલો છે, જે લગભગ ૨૦૦૦ ફૂટ ઊંચો છે અને તેની ચોટી ઉપર તે પવિત્ર ગાર છે, કે જેને "ગારેહિરા" કહેવામાં આવે છે. ઈસ્લામની તારીખમાં એનું આગવું સ્થાન છે. હિદાયતે ઈલાહીનું નૂર, પૂરી દુન્યામાં અહીંયાથી જ ફેલાયું, સૌથી પહેલા વહી અહીંયા જ ઉતરી હતી અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને રિસાલતના હોદ્દા ઉપર અહીંયાથી જ ફાઈઝ કરવામાં આવ્યા. નબુવ્વત મળતાં પહેલા આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આ ગારમાં આવીને ઈબાદત કરતા હતા.

**(૬) જબલે સૌરઃ**- મકકહ મુકર્રમહથી લગભગ ૬ માઈલ દૂર એક પહાડ છે, જેનું નામ જબલે સૌર છે. મકકહ મુકર્રમહથી મદીના મુનવ્વરહ હિજરતના મૌકા ઉપર આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) હઝરત અબૂબક્ર (રદિ.)ના સાથે આ પહાડ ઉપર ત્રણ રાતો થોભ્યા હતા. આ પહાડ ઉપર ચઢવા માટે લગભગ બે કલાક થાય છે. કમઝોર અને ઝઈફ લોકોએ આના ઉપર ચઢવાની કોશિશ કરવી નહિ, ઘણી વખત એમ બને છે કે ચઢતા ચઢતા નીચે ગબડી પડાય છે. "સઉદી હુકૂમત" લગભગ ત્યાં જવાથી રોકે છે ફકત પ્રાઈવેટ ગાડીઓ જ ત્યાં જાય છે.

**(૭) હઝરત ખદીજતુલ કુબરા (રદિ.)નું મકાનઃ–** આ હઝરત ખદીજતુલ કુબરાનું મકાન છે, કે જયાં સરવરે કાઈનાત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મદીનહ મુનવ્વરહની હિજરત કરતાં સુધી, કિયામ ફરમાવ્યો હતો અને આ જ મકાનમાં હઝરત ફાતિમતુઝઝહરાઅ (રદિ.)ની પૈદાઈશ થઈ હતી. અને હઝરત ઈબ્રાહીમ (રદિ.)ના સિવાય, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની બાકીની અવલાદની પૈદાઈશ પણ આ જ મકાનમાં થઈ હતી. હરમ શરીફ પછી આ જગ્યા મકકહ મુકર્રમહમાં સૌથી અફઝલ છે. સફા–મરવહ તરફ મરવહની બહાર નીકળશો, તો સામે છત્તા બજારમાં દાખલ થતાં જ જમણી બાજુ, ગલીમાં આ મકાન છે. લોકો બહારથી જ ઝિયારત કરી લે છે. અહીંયા એક દારૂલ હુફફાઝ બનાવવામાં આવ્યું છે, જયાં છોકરાઓ હાફિઝ થાય છે.

**(૮) મસ્જિદે આઈશા :–** આ મસ્જિદને "મસ્જિદે તન્ઈમ" પણ કહેવામાં આવે છે, જયાંથી ઉમરહ માટે એહરામ બાંધવામાં આવે છે. આ મસ્જિદ હુદૂદે હરમથી બહાર છે અને મકકહ મુકર્રમહથી ત્રણ માઈલ દૂર, મદીના રોડ ઉપર આવેલી છે. ત્યાં જવા માટે હંમેશા મીની બસો હરમ શરીફના બહાર "બાબે અ.અઝીઝ"ના સામેથી મળી જાય છે. મકકહ મુકર્રમહ થોભવાના ઝમાનામાં, જો તમો ઉમરહ કરવા માંગતા હોય તો આ મસ્જિદે જવું, ત્યાં ગુસલ વગેરેનો પૂરો ઈન્તિજામ છે. ત્યાંથી એહરામ બાંધીને મસ્જિદે હરામમાં આવી ઉમરહ અદા કરો.

ઈમામ અબૂહનીફહ (રહ.)ના નઝદીક ઉમરહના એહરામ માટે મકકહ મુકર્રમહથી બહાર નીકળવું જરૂરી છે. અને તે માટે આ મકામે "તન્ઈમ" જેને "મસ્જિદે આઈશહ" પણ કહેવામાં આવે છે, ત્યાં જઈ એહરામ બાંધીને, ઉમરહ કરવા આવે. અને દલીલમાં હઝરત આઈશહ (રદિ.)ની આ હદીસ પેશ ફરમાવે છે, કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઉમરહના એહરામ માટે, તેમને "તન્ઈમ" મોકલ્યા હતા. પૂરો કિસ્સો આ પ્રમાણે છેઃ

હઝરત આઈશહ (રદિ.) ફરમાવે છે, કે અમો રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સાથે, ઝિલ્હજ્જનો ચાંદ જોઈને ચાલ્યા

હતા, તો રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જે માણસ ઉમરહનો એહરામ બાંધવા માગે તે ઉમરહનું એહરામ બાંધે, અને જે હજ્જનું એહરામ બાંધવા માંગે તે હજ્જનું એહરામ બાંધે અને જો હૂં હદી (કુર્બાનીનું જાનવર)ના લાવ્યો હોત તો, હું પણ ઉમરહનું એહરામ બાંધત. તો સહાબએ કિરામ (રદિ.)માંથી અમુકે ઉમરહનું એહરામ બાંધ્યું અને અમુકે હજ્જનું એહરામ બાંધ્યું. હઝરત આઈશહ (રદિ.) ફરમાવે છે, કે હું તે લોકોમાંથી હતી, જેમણે ઉમરહનું એહરામ બાંધ્યું હતું. પરંતુ મકકહ મુકર્રમહ પહોંચતા પહેલાં, મને માસિક આવી ગયું, અને એ જ હાલતમાં અરફહનો દિવસ આવી ગયો, મેં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી આ વસ્તુની શિકાયત કરી, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, કે તમો ઉમરહ છોડી આપો અને માથું ખોલીને બાલ ઓળી લો અને હજ્જનું એહરામ બાંધી લો. ખુલાસો એ કે હઝરત આઈશહ (રદિ.)એ હજ્જથી ફારિગ થઈ,પોતાના તે છૂટેલા ઉમરહના બદલે બીજા એક ઉમરહનું એહરામ બાંધ્યું હતું અને તે એહરામ માટે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત આઈશહ (રદિ.)ને ''તન્ઈમ'' મોકલ્યા હતા, અને અલ્લાહ તઆલાએ હઝરત આઈશહ (રદિ.)ના હજ્જ તથા ઉમરહને કબૂલ કર્યા. આ વાકિઅહથી માલૂમ પડે છે કે મકકહવાળાઓને ઉમરહના એહરામ માટે હરમની બહાર જવું પડશે.

**(૯) જબલે અબૂ કુબૈસ** :–ઝમાનએ જાહિલિય્યતમાં આ પહાડનું નામ ''અમીન'' હતું કેમકે ''હજરે અસ્વદ'' તુફાને નૂહના સમયથી અહિંયાજ અમાનતના તોર પર મહફૂઝ હતો. ''અબૂ કુબૈસ'' નામના એક માણસે એ પહાડ ઉપર પોતાનું ઘર બાંધ્યું હતું એટલે લોકો એને ''જબલે અબી કુબૈસ'' કહેવા લાગ્યા.

આ પહાડી, સફા પહાડીના નઝદીક, બયતુલ્લાહ શરીફના બિલ્કુલ સામે છે. જો તમો ઝમઝમના કુવા તરફથી હઝરે અસ્વદ તરફ નિગાહ કરશો, તો સામે જ આના ઉપર પણ નઝર પડશે.(આજ કાલ આ પહાડ ઉપર શાહ ફહદનો એક ખૂબ સૂરત મહેલ બાંધવામાં આવ્યો છે જેના કારણે આ પહાડ ઢંકાઈ ગયો છે.) મકકહ મુકર્રમહના બધા પહાડોમાં આ પહાડ

સૌથી અફઝલ પહાડ છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે ''જબલે અબૂ કુબૈસ'' સૌથી પહેલો તે પહાડ છે, જે દુન્યામાં જોવાયો. અને બીજી એક રિવાયત પ્રમાણે ''તુફાને નૂહ'' (અલયહિસ્સલામ) પછી હજરે અસ્વદ, આ જ પહાડમાં અમાનતના તૌર પર મહફૂઝ રહયો. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ''શકકુલ કમર'' (આંગળીના ઈશારાથી ચાંદના બે ટુકડા થવાનો મશ્હૂર કિસ્સો) કે જેનું કુર્આન શરીફમાં પણ વર્ણન છે, તે મુઅજિઝહ, આ પહાડ ઉપરથી જ દુન્યાવાળાઓને બતાવ્યો હતો. આ પહાડ ઉપર એક મસ્જિદ છે, જે ''મસ્જિદે બિલાલ'' થી મશ્હૂર છે,પણ ઈતિહાસકારોનું કહેવું છે કે આ મસ્જિદનું સહીહ નામ ''મસ્જિદે હિલાલ'' (હિલાલનો અર્થ ચાંદ થાયછે.) છે, કેમકે મકકહ મુકર્રમહ, વાદીઓથી ઘેરાયેલું શહેર છે, એટલે આ પહાડ ઉપરથી જ ચાંદ જોઈ શકાય છે, તેમજ ''શકકુલ કમર''નો કિસ્સો પણ અહીંયાં જ થયો હતો. આ મસ્જિદમાં નફલ પઢવી તેમજ દુઆ કરવી સવાબનું કામ છે અને દુઆ કબૂલ પણ થાય છે.

**(૧૦) મહોલ્લા બની હાશિમ** :– આ મહોલ્લો ''અબૂ કુબૈસ'' પહાડીની પાસે ''મવલદુન્નબી''ના પશ્ચિમ ભાગ તરફ ગલીના અંદર છે. આ પૂરો મહોલ્લો ઘણો અફઝલ છે, અહીંયા ઘણી ગલીઓ છે, તેમાંની એક ગલીમાં ''શારિઉ બની હાશિમ'' છે. આ તે જ મહોલ્લો છે, કે જયાં કુરૈશ ખાનદાન આબાદ હતું અને બનૂ હાશિમ કુટુંબના સરદાર અ.મુત્તલિબ, કે જેઓ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના દાદા અને કઅબહના મુતવલ્લી હતા, અહીંયા જ વસેલા હતા. આ જ ગલીઓમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને આપના બુઝુર્ગો, તેમજ હઝરત અલી (રદિ.)એ પોતાનો ઝમાનો ગુજાર્યો, અને આ તે જ ઘાટી છે, જેને ઈસ્લામી તારીખમાં ''શુઅબે અબિ તાલિબ''ના નામથી ઓળખવામાં આવે છે, કે જયાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તથા આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ખાનદાનના લોકોએ ત્રણ વર્ષ સુધી, કુફફારે મકકહના ઝુલ્મથી બહિષ્કાળનો મુશ્કિલ તરીન ઝમાનો ગુજાર્યો હતો.

# મક્કહ મુકર્રમહમાં નમાઝોનું ટાઈમ ટેબલ

## જાન્યુઆરી

| તારીખ | સુ. સાદિક | તુલૂઅ | ઝવાલ | અસર | ગુરૂબ | ઈશા |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૫–૩૯ | ૬–૫૮ | ૧૨–૨૪ | ૪–૧૪ | ૫–૫૦ | ૭–૦૯ |
| ૫ | ૫–૪૦ | ૭–૦૦ | ૧૨–૨૬ | ૪–૧૭ | ૫–૫૩ | ૭–૧૧ |
| ૧૦ | ૫–૪૨ | ૭–૦૧ | ૧૨–૨૮ | ૪–૨૦ | ૫–૫૬ | ૭–૧૪ |
| ૧૫ | ૫–૪૩ | ૭–૦૧ | ૧૨–૩૦ | ૪–૨૪ | ૬–૦૦ | ૭–૧૭ |
| ૨૦ | ૫–૪૩ | ૭–૦૧ | ૧૨–૩૨ | ૪–૨૭ | ૬–૦૩ | ૭–૨૦ |
| ૨૫ | ૫–૪૩ | ૭–૦૦ | ૧૨–૩૩ | ૪–૩૦ | ૬–૦૬ | ૭–૨૩ |

## ફેબ્રુઆરી

| તારીખ | સુ. સાદિક | તુલૂઅ | ઝવાલ | અસર | ગુરૂબ | ઈશા |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૫–૪૨ | ૬–૫૮ | ૧૨–૩૪ | ૪–૩૫ | ૬–૧૧ | ૭–૨૭ |
| ૫ | ૫–૪૦ | ૬–૫૭ | ૧૨–૩૫ | ૪–૩૭ | ૬–૧૩ | ૭–૨૯ |
| ૧૦ | ૫–૩૯ | ૬–૫૪ | ૧૨–૩૫ | ૪–૪૦ | ૬–૧૬ | ૭–૩૧ |
| ૧૫ | ૫–૩૬ | ૬–૫૧ | ૧૨–૩૫ | ૪–૪૨ | ૬–૧૯ | ૭–૩૩ |
| ૨૦ | ૫–૩૩ | ૬–૪૮ | ૧૨–૩૫ | ૪–૪૪ | ૬–૨૧ | ૭–૩૬ |
| ૨૫ | ૫–૩૦ | ૬–૪૪ | ૧૨–૩૪ | ૪–૪૬ | ૬–૨૪ | ૭–૩૭ |

## માર્ચ

| તારીખ | સુ. સાદિક | તુલૂઅ | ઝવાલ | અસર | ગુરૂબ | ઈશા |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૫–૨૭ | ૬–૪૧ | ૧૨–૩૩ | ૪–૪૭ | ૬–૨૫ | ૭–૩૯ |
| ૫ | ૫–૨૪ | ૬–૩૮ | ૧૨–૩૨ | ૪–૪૮ | ૬–૨૭ | ૭–૪૦ |
| ૧૦ | ૫–૨૦ | ૬–૩૪ | ૧૨–૩૧ | ૪–૪૯ | ૬–૨૯ | ૭–૪૨ |
| ૧૫ | ૫–૧૫ | ૬–૨૯ | ૧૨–૩૦ | ૪–૫૦ | ૬–૩૧ | ૭–૪૪ |
| ૨૦ | ૫–૧૧ | ૬–૨૫ | ૧૨–૨૮ | ૪–૫૦ | ૬–૩૨ | ૭–૪૬ |
| ૨૫ | ૫–૦૬ | ૬–૨૦ | ૧૨–૨૭ | ૪–૫૧ | ૬–૩૪ | ૭–૪૮ |

## એપ્રિલ

| તારીખ | સુ. સાદિક | તુલૂઅ | ઝવાલ | અસર | ગુરૂબ | ઈશા |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૪–૫૯ | ૬–૧૪ | ૧૨–૨૫ | ૪–૫૧ | ૬–૩૬ | ૭–૫૦ |
| ૫ | ૪–૫૫ | ૬–૧૦ | ૧૨–૨૩ | ૪–૫૧ | ૬–૩૭ | ૭–૫૨ |
| ૧૦ | ૪–૫૦ | ૬–૦૬ | ૧૨–૨૨ | ૪–૫૧ | ૬–૩૯ | ૭–૫૪ |
| ૧૫ | ૪–૪૫ | ૬–૦૧ | ૧૨–૨૧ | ૪–૫૧ | ૬–૪૧ | ૭–૫૬ |
| ૨૦ | ૪–૪૦ | ૫–૫૭ | ૧૨–૨૦ | ૪–૫૧ | ૬–૪૨ | ૭–૫૯ |
| ૨૫ | ૪–૩૬ | ૫–૫૪ | ૧૨–૧૯ | ૪–૫૧ | ૬–૪૪ | ૮–૦૨ |

## મે

| તારીખ | સુ. સાદિક | તુલૂઅ | ઝવાલ | અસર | ગુરૂબ | ઈશા |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૪–૩૧ | ૪–૫૧ | ૧૨–૧૮ | ૪–૫૧ | ૬–૪૬ | ૮–૦૫ |
| ૫ | ૪–૨૭ | ૪–૫૧ | ૧૨–૧૭ | ૪–૫૧ | ૬–૪૮ | ૮–૦૭ |
| ૧૦ | ૪–૨૪ | ૪–૫૧ | ૧૨–૧૭ | ૪–૫૧ | ૬–૫૦ | ૮–૧૦ |
| ૧૫ | ૪–૨૧ | ૪–૫૨ | ૧૨–૧૭ | ૪–૫૨ | ૬–૫૨ | ૮–૧૩ |
| ૨૦ | ૪–૧૮ | ૪–૫૨ | ૧૨–૧૭ | ૪–૫૨ | ૬–૫૪ | ૮–૧૬ |
| ૨૫ | ૪–૧૬ | ૪–૫૩ | ૧૨–૧૮ | ૪–૫૩ | ૬–૫૭ | ૮–૧૯ |

## જુન

| તારીખ | સુ. સાદિક | તુલૂઅ | ઝવાલ | અસર | ગુરૂબ | ઈશા |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૪–૧૩ | ૫–૩૮ | ૧૨–૧૮ | ૪–૫૫ | ૭–૦૦ | ૮–૨૩ |
| ૫ | ૪–૧૩ | ૫–૩૭ | ૧૨–૧૯ | ૪–૫૬ | ૭–૦૧ | ૮–૨૫ |
| ૧૦ | ૪–૧૨ | ૫–૩૭ | ૧૨–૨૦ | ૪–૫૮ | ૭–૦૩ | ૮–૨૭ |
| ૧૫ | ૪–૧૨ | ૫–૩૮ | ૧૨–૨૧ | ૫–૦૦ | ૭–૦૪ | ૮–૨૯ |
| ૨૦ | ૪–૧૩ | ૫–૩૯ | ૧૨–૨૨ | ૫–૦૧ | ૭–૦૬ | ૮–૩૧ |
| ૨૫ | ૪–૧૪ | ૫–૪૦ | ૧૨–૨૩ | ૫–૦૨ | ૭–૦૭ | ૮–૩૨ |

નોટઃ– તારીખ ૧થી ચાર, ૫થી ૯, ૧૦થી ૧૪, ૧૫થી ૧૯, ૨૦થી ૨૪ અને ૨૫થી મહિનાના છેવટ સુધીનો એક જ ટાઈમ છે.

## જુલાઈ

| તારીખ | સુ. સાદિક | તુલૂઅ | ઝવાલ | અસર | ગુરૂબ | ઈશા |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૪–૧૬ | ૫–૪૨ | ૧૨–૨૪ | ૫–૦૩ | ૭–૦૭ | ૮–૩૨ |
| ૫ | ૪–૧૮ | ૫–૪૩ | ૧૨–૨૫ | ૫–૦૩ | ૭–૦૮ | ૮–૩૨ |
| ૧૦ | ૪–૨૦ | ૫–૪૫ | ૧૨–૨૬ | ૫–૦૩ | ૭–૦૭ | ૮–૩૧ |
| ૧૫ | ૪–૨૩ | ૫–૪૭ | ૧૨–૨૭ | ૫–૦૨ | ૭–૦૭ | ૮–૩૦ |
| ૨૦ | ૪–૨૬ | ૫–૪૯ | ૧૨–૨૭ | ૫–૦૨ | ૭–૦૫ | ૮–૨૮ |
| ૨૫ | ૪–૨૯ | ૫–૫૧ | ૧૨–૨૭ | ૫–૦૨ | ૭–૦૪ | ૮–૨૫ |

## ઓગષ્ટ

| તારીખ | સુ. સાદિક | તુલૂઅ | ઝવાલ | અસર | ગુરૂબ | ઈશા |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૪–૩૩ | ૫–૫૩ | ૧૨–૨૭ | ૫–૦૧ | ૭–૦૦ | ૮–૨૧ |
| ૫ | ૪–૩૫ | ૫–૫૫ | ૧૨–૨૭ | ૫–૦૦ | ૭–૫૮ | ૮–૧૮ |
| ૧૦ | ૪–૩૮ | ૫–૫૭ | ૧૨–૨૬ | ૪–૫૯ | ૭–૫૫ | ૮–૧૪ |
| ૧૫ | ૪–૪૦ | ૫–૫૯ | ૧૨–૨૫ | ૪–૫૮ | ૭–૫૨ | ૮–૧૦ |
| ૨૦ | ૪–૪૩ | ૬–૦૦ | ૧૨–૨૪ | ૪–૫૬ | ૬–૪૮ | ૮–૦૫ |
| ૨૫ | ૪–૪૫ | ૬–૦૨ | ૧૨–૨૩ | ૪–૫૩ | ૬–૪૪ | ૮–૦૦ |

## સપ્ટેમ્બર

| તારીખ | સુ. સાદિક | તુલૂઅ | ઝવાલ | અસર | ગુરૂબ | ઈશા |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૪–૪૮ | ૬–૦૪ | ૧૨–૨૧ | ૪–૫૦ | ૬–૩૮ | ૭–૫૩ |
| ૫ | ૪–૪૯ | ૬–૦૫ | ૧૨–૧૯ | ૪–૪૭ | ૬–૩૪ | ૭–૪૯ |
| ૧૦ | ૪–૫૧ | ૬–૦૬ | ૧૨–૧૮ | ૪–૪૪ | ૬–૨૯ | ૭–૪૪ |
| ૧૫ | ૪–૫૩ | ૬–૦૭ | ૧૨–૧૬ | ૪–૪૦ | ૬–૨૫ | ૭–૩૬ |
| ૨૦ | ૪–૫૪ | ૬–૦૮ | ૧૨–૧૪ | ૪–૩૭ | ૬–૨૦ | ૭–૩૩ |
| ૨૫ | ૪–૫૬ | ૬–૧૦ | ૧૨–૧૨ | ૪–૩૩ | ૬–૧૫ | ૭–૨૮ |

નોટઃ– તારીખ ૧થી ચાર, ૫થી ૯, ૧૦થી ૧૪, ૧૫થી ૧૯, ૨૦થી ૨૪ અને ૨૫થી મહિનાના છેવટ સુધીનો એક જ ટાઈમ છે.

## ઓકટોબર

| તારીખ | સુ. સાદિક | તુલૂઅ | ઝવાલ | અસર | ગુરૂબ | ઈશા |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૪–૫૭ | ૬–૧૧ | ૧૨–૧૦ | ૪–૨૯ | ૬–૦૯ | ૭–૨૩ |
| ૫ | ૪–૫૯ | ૬–૧૩ | ૧૨–૦૯ | ૪–૨૬ | ૬–૦૬ | ૭–૧૯ |
| ૧૦ | ૫–૦૦ | ૬–૧૪ | ૧૨–૦૮ | ૪–૨૨ | ૬–૦૧ | ૭–૧૫ |
| ૧૫ | ૫–૦૨ | ૬–૧૬ | ૧૨–૦૭ | ૪–૧૯ | ૫–૫૭ | ૭–૧૧ |
| ૨૦ | ૫–૦૩ | ૬–૧૮ | ૧૨–૦૬ | ૪–૧૬ | ૫–૫૩ | ૭–૦૭ |
| ૨૫ | ૫–૦૫ | ૬–૨૦ | ૧૨–૦૫ | ૪–૧૨ | ૫–૪૯ | ૭–૦૪ |

## નવેમ્બર

| તારીખ | સુ. સાદિક | તુલૂઅ | ઝવાલ | અસર | ગુરૂબ | ઈશા |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૫–૦૮ | ૬–૨૩ | ૧૨–૦૪ | ૪–૦૯ | ૫–૪૫ | ૭–૦૦ |
| ૫ | ૫–૧૦ | ૬–૨૬ | ૧૨–૦૪ | ૪–૦૭ | ૫–૪૩ | ૬–૫૮ |
| ૧૦ | ૫–૧૨ | ૬–૨૮ | ૧૨–૦૫ | ૪–૦૫ | ૫–૪૧ | ૬–૫૭ |
| ૧૫ | ૫–૧૪ | ૬–૩૧ | ૧૨–૦૫ | ૪–૦૩ | ૫–૩૯ | ૬–૫૬ |
| ૨૦ | ૫–૧૭ | ૬–૩૪ | ૧૨–૦૬ | ૪–૦૨ | ૫–૩૮ | ૬–૫૫ |
| ૨૫ | ૫–૨૦ | ૬–૩૮ | ૧૨–૦૮ | ૪–૦૨ | ૫–૩૮ | ૬–૫૫ |

## ડિસેમ્બર

| તારીખ | સુ. સાદિક | તુલૂઅ | ઝવાલ | અસર | ગુરૂબ | ઈશા |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૫–૨૩ | ૬–૪૨ | ૧૨–૧૦ | ૪–૦૨ | ૫–૩૮ | ૬–૫૬ |
| ૫ | ૫–૨૫ | ૬–૪૪ | ૧૨–૧૧ | ૪–૦૨ | ૫–૩૮ | ૬–૫૭ |
| ૧૦ | ૫–૨૮ | ૬–૪૭ | ૧૨–૧૩ | ૪–૦૩ | ૫–૪૦ | ૬–૫૮ |
| ૧૫ | ૫–૩૧ | ૬–૫૦ | ૧૨–૧૬ | ૪–૦૫ | ૫–૪૧ | ૭–૦૦ |
| ૨૦ | ૫–૩૪ | ૬–૫૩ | ૧૨–૧૮ | ૪–૦૭ | ૫–૪૪ | ૭–૦૨ |
| ૨૫ | ૫–૩૬ | ૬–૫૬ | ૧૨–૨૧ | ૪–૧૦ | ૫–૪૬ | ૭–૦૫ |

**નોટઃ– તારીખ ૧થી ચાર, ૫થી ૯, ૧૦થી ૧૪, ૧૫થી ૧૯, ૨૦થી ૨૪ અને ૨૫થી મહિનાના છેવટ સુધીનો એક જ ટાઈમ છે.**

# ઝિયારતે મદીનહ મુનવ્વરહ

## શાને નબી
### (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)

જગતને રોશની એવી મળી હઝરતના સીનાથી,
બધે પ્રસરી ગયો અજવાસ ઝળહળતો મદીનાથી.

હતો ઈન્સાનિયતનો કાફલો ડૂબવાની અણીઓ પર,
મળ્યું ત્યાં નવજીવન તેને દીને-હકના સફીનાથી.

મળી છે આપના સદકામાં ખુશ્બૂ મુશ્ક-અત્તરને,
મળી છે મ્હેંક ફૂલોનેય હઝરતના પસીનાથી.

હતો માણસ, પરંતુ માણસાઈથી જ બે પરવા,
મળ્યાં મોતી સમાં ઈન્સાન દુનિયાને મદીનાથી.

હજો વરસાદ અનહદ રહમતોનો એ વિભૂતિ પર,
બતાવ્યું, શી રીતે શું શું મળે રબના ખઝીનાથી.

(-ઝકરિય્યા એ. પટેલ (લુણાવાડા)

# હશ્રમાં પણ સર્વ માટે દોડધામ !

ઉચ્ચ સૌ મખ્લૂકથી જેનો મકામ, સેંકડો હૈયે ગુંજે છે એ જ નામ.
સ્પષ્ટ, સીધો, સાફ હઝરતનો પયામ એક અલ્લાહના બની જાઓ ગુલામ.

આ ધરા, આ આસ્માન, આ કાયનાત, આપના સદકામાં ઉન્નત છે તમામ.
કેટલા મકકમ હશે પ્યારા નબી, મૂળથી બદલી દીધો જગનો નિઝામ.

ટમટમે છે જેમ નભમાં તારલા, એમ દીપે જગમાં અસ્હાબે કિરામ.
કેટલા પુલકિત ચમનમાં ફૂલ છે, એમની ખુશ્બૂને મળ્યો છે દવામ.

દીન ખાતર જિંદગીની હર ઘડી, કષ્ટ, મિહનત, વ્યસ્તતાઓ, નિત્ય કામ.
ગર્વ છે ઈન્સાનિયતને આપ પર, એક માણસ સર્વ સૃષ્ટિના ઈમામ.

કેટલી છે નામના આ નામની, સર્વ ગુણ સંપન્ન છે ખયરુલ અનામ.
કોઈ પડકારી શકયું ના આજ તક, આપને કેવું મળ્યું રબનું કલામ !

આપના ઉપકારની કોઈ હદ હશે, ? હશ્રમાં પણ સર્વ માટે દોડધામ !
છે ખુદાની નેઅ્મતો તો અનગિનત, જાતે અકદસ સૌથી મોંઘેરું ઈનામ.

લોહચુંબકની ય મર્યાદા હશે, રહમતે આલમથી આકર્ષિત તમામ !
ઉચ્ચતમ દરજો જુઓ સનમાનનો, આપ પર પયગમ્બરીનો ઈખ્તિમામ.

**છે જગત ઋણી સદા એ હસ્તીનું, વિશ્વના રહબરને લાખેણા સલામ !**

–ઝકરિય્યહ એ. પટેલ (લુણાવાડા)

સરાપા ચમન હે બહારે મદીનહ
દવામ આશ્ના હે બહારે મદીનહ

મદીને કે ફૂલોં કો કયા પૂછતે હો
રગે ગૂલ હે હર નોકે ખારે મદીનહ

દિલોં પર હે જિસ્કી હુકૂમત કા સિકકા
ઝહે શોકતે તાજદારે મદીનહ

કિસી ચીઝ કી ઉસ્કો હસરત નહીં હે
મયસ્સર હો જિસ્કો ગુબારે મદીનહ

યે મસ્જિદ,યે મિમ્બર,યે રવઝહ,યે ગુંબદ
હે ફિરદૌસ હર યાદગારે મદીનહ

વહાં કી ઝમીં અર્શ સે ભી હે અઅ્લા
જહાં દફન હેં તાજદારે મદીનહ

તહજજુદ,તિલાવત,તદર્રુઅ્, દુઆએં
ખૂશા સઅયે શબ ઝિન્દાદારે મદીનહ

હુનૈનો તબૂક ઓર બદરો ઉહદમેં
સફ આરા હૂએ શેહસવારે મદીનહ

કિબારે મદીનહ તો યૂં ભી બળે હેં
બળોં સે બળે હેં સિગારે મદીનહ

તમન્ના હે ઉમરે રવાં અપની ગુઝરે
બહમરાહે લયલો નહારે મદીનહ

**"ફલાહી"** ચલો ચલ કે રવઝહ પે કેહના
સલામ આપ પર તાજદારે મદીનહ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)

**નોટ :– "ફલાહી"ની જગાએ પોતાનું નામ બોલવું.**

# દરબારે રિસાલતની ફઝીલત

કરેં કુછ યૂંહી શોકે દિલ અપના પૂરા
કરેં, આઓ જિકરે દિયારે મદીનહ

અલ્લાહ તઆલાના પવિત્ર ઘર ''ખાનએ કઅબહ''ના દીદાર અને ''હજ્જ''ના મુબારક ફર્ઝથી ફારિગ થઈ, ઝિંદગીની સૌથી મોટી નેઅમત અને સઆદત, મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મુબારક રવઝહની ઝિયારત માટે મદીનહ મુનવ્વરહનો સફર કરવો છે.

આ વાત યાદ રાખો કે તમો પેહલા દિવસે જયારે મકકહ આવ્યા હતા અને આપના મુઅલ્લિમે આપને જે પીળો કાર્ડ આપ્યો હતો, તે મદીનહ મુનવ્વરહ જતી વખતે આપનાથી માંગશે, કારણ કે એ કાર્ડની મદદથી આપની પાસપોર્ટ શોધવામાં આવશે અને તમો જે બસમાં જશો તે બસના ડ્રાઈવરને આપવામાં આપશે અને ડ્રાઈવર મદીનહ મુનવ્વરહ પહોંચીને તે બધી પાસપોર્ટો ત્યાંના મુઅલ્લિમને પહોંચાડશે.

''મસ્જિદે નબવી'' (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઝિયારતની તડપ અને શોખ દરેક મુસ્લિમના દિલમાં હોય છે અને આ એક એવી હકીકત છે, જેના માટે કોઈ જ દલીલની જરૂરત નથી.

મુલ્લા અલી કારી (રહ.) કે જેઓ ફિકહ હનફીના મોટા આલિમ તથા મુહદ્દિસ તરીકે પ્રખ્યાત છે, એમણે લખ્યું છે કે અમુક હઝરાતને છોડીને (જેઓનો વિરોધ તદન માન્ય નથી) સઘળા મુસ્લિમો આ વાત ઉપર સંમત છે, કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઝિયારત મહાન ઈબાદત છે અને ઉચ્ચ દરજાઓ સુધી પહોંચવા માટે આ એક મોટું સાધન અને હથિયાર છે, એનો દરજો વાજિબના લગભગ છે. અને અમુક ઉલમાના નઝદીક, ગુંજાઈશ તથા તાકતવાળા લોકો માટે વાજિબ છે. ગુંજાઈશ અને તાકત હોવા છતાં, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઝિયારત

માટે હાજર ના થવું, મોટી બદબખ્તી અને છેલ્લી કક્ષાની કમનસીબી તથા બેમુરૂવ્વતી છે.

એટલા માટે જે માણસ હજ્જમાં જાય, તેણે "મદીનહ મુનવ્વરહ" હાજરી આપવી જોઈએ. હદીસોમાં એની ઘણી જ તાકીદ અને તરગીબ આવી છે.

لا تُشَدُّوا الرِّحالُ الا اِلٰی ثلٰثَۃِ مَسَاجِدَ اَلْمَسْجِدِ الْحَرَامِ

وَالْمَسْجِدِ الْاَقْصٰی وَمَسْجِدِیْ هٰذا. (بخاری شریف)

એટલે કે "સવાબની નિય્યતથી સફર ન કરો પણ આ ત્રણ મસ્જિદો માટે (૧) મસ્જિદે હરામ (૨) મસ્જિદે અકસહ (૩) મારી આ મસ્જિદ (મસ્જિદે નબવી)

એટલે કે આ ત્રણ મસ્જિદો જ એવી છે, કે એની ઝિયારત માટે સફર કરવામાં પણ સવાબ મળે છે.

દરબારે રિસાલત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં હાજરી આપવાની બરકતો, અને ફઝીલતો નું શું પુછવું ! આ મુબારક જગાએ આપણે અદબો એહતિરામનો શકય એટલો ખ્યાલ રાખવો જોઈએ. આ ગલીઓમાં અવલિયાએ કિરામે, મુદદતો સુધી પગમાં જોડાં નથી પહેર્યા, અને આ મુબારક ઝમીનનો ખૂણે ખૂણો બરકતવાળો છે.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈર્શાદ છે કે : "જેને મદીના સુધી પહોંચવાની ગુંજાઈશ હોય, તે છતાં તે મારી ઝિયારત માટે ના આવે (એટલે કે ફકત હજ્જ કરીને પાછો ચાલ્યો જાય) તેણે મારી સાથે ઘણી બેમુરુવ્વતી કરી."

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ પણ ફરમાવ્યું : "મારી વફાત પછી જેણે મારી કબ્રની ઝિયારત કરી, તો એ એવું જ છે, કે જાણે મારી ઝિંદગીમાં મારી ઝિયારત કરી."

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, કે જે મારી ઝિયારત માટે આવ્યો હોય અને ઝિયારત વગર, બીજી કોઈ નિય્યત નહિ

હોય, તેનો મારા ઉપર હક થઈ ગયો, કે હું તેની સિફારિશ કરું.

દુન્યામાં કોણ એવો માણસ હશે કે જેને કયામતના ભયાનક, હોશ ઉડાવી દેનાર દ્રષ્ય વેળાએ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સિફારિશની જરૂરત ના હોય ? અને તે માણસ કેટલો ખૂશનસીબ છે, કે જેના વિશે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે, કે તેની સિફારિશ કરવી મારા માથે છે.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની કબર મુબારકની ઝિયારત માટે સફર કરવો સહાબએ કિરામ (રદિ.) તથા તાબિઈન (રદિ.)થી સાબિત છે.

હઝરત બિલાલ (રદિ.) બયતુલ મુકદસ ફતેહ થઈ ગયા પછી , હઝરત ઉમર (રદિ.)ની પરવાનગીથી (સીરીયા) દેશ રહેવા ચાલ્યા ગયા હતા અને ત્યાં જ નિકાહ પણ કરી લીધા. તે પછી એક દિવસે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખ્વાબમાં ઝિયારત થઈ. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે બિલાલ ! આ શું ઝુલ્મ છે ! શુ મારી ઝિયારતનો વખત મળતો નથી ? આ ખ્વાબ જોતાં જ હઝરત બિલાલ (રદિ.) ઘણા જ પરેશાન અને ગમગીન થઈ ગયા અને તરત ઊંટણી ઉપર સવાર થઈ, મદીનહ મુનવ્વરહ હાજર થયા. હઝરત હસન અને હઝરત હુસૈન (રદિ.) એમની પધરામણીની ખબર સાંભળી તશ્રીફ લાવ્યા અને એમને વિંટળાઈ પડયા. એમનાથી અઝાન કહેવાની અરઝ કરી, આ વહાલસોયા સાહબઝાદાઓની ફરમાઈશને માન આપી હઝરત બિલાલ (રદિ.)એ અઝાન આપી, અઝાનનો અવાઝ સાંભળી ઘરોમાંથી મરદો, ઓરતો બેચેન થઈ, રૂદન કરતાં કરતાં બહાર નીકળી પડયા અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઝમાનાની યાદે, દરેકને તડપાવી નાંખ્યા. આ કિસ્સો અહીંયા ટાંકવાનો હેતૂ આ છે, કે ઝિયારત માટે સફર કરવો હઝરત બિલાલ (રદિ.)થી સાબિત છે.

અનેક રિવાયતોમાં છે, કે હઝરત ઉમર બિન અ.અઝીઝ (રહ.) ખાસ ''શામ''થી ઊંટ સવારને એટલા માટે ''મદીનહ મુનવ્વરહ''મોકલતા હતા કે કબર મુબારક ઉપર તેમની સલામ પહોંચાડે.

હઝરત શૈખ મુહદિદસ દહેલ્વી (રહ.) પોતાની કિતાબ ''જઝબુલ કુલૂબ'' માં લખે છે કે : ''ખૂબ જાણી લો, કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઝિયારતનો ઈરાદો કરવો અને મસ્જિદે નબવીની ઝિયારતથી બાબરકત થવું મકબૂલ હજ્જના બરાબર છે, અરે જે હજ્જ કરીને આવ્યા છો, તેના કબૂલ થવાનો સબબ અને વાસ્તો પણ આ જ છે.

મદીનહ મુનવ્વરહ જાઓ, તો ''રવઝએ પાક'' અને ''મસ્જિદે નબવી'' (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બંનેની ઝિયારતની નિય્યત કરો. અમુક મુહક્કિકીને, ફકત ''રવઝએ પાક''ની ઝિયારતની નિય્યતને વધારે સારૂ કહયું છે. સારું એ છે, કે ખુદ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઝિયારતની નિય્યત કરે.

હદીસ શરીફમાં છે કે અલ્લાહ તઆલાએ ફરિશ્તાઓની એક જમાઅત પેદા કરી છે, જે ઝિયારતના ઈરાદો કરનારાઓના દુરૂદોના તોહફાને દરબારે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં પહોંચાડે છે અને કહે છે કે, ફલાણો માણસ ઝિયારત માટે આવી રહયો છે, અને આ તોહફો મોકલ્યો છે.

બીજી હદીસમાં છે, કે જયારે મદીનહ મુનવ્વરહની ઝિયારત કરવાવાળો, મદીનહ મુનવ્વરહના કરીબ પહોંચે છે, તો રહમતના ફરિશ્તાઓ હદિયાઓ લઈને, તેનો ઈસ્તિકબાલ  કરે છે, અને જાત જાતની ખૂશખબરીઓ સંભળાવે છે. (જઝબુલ કુલૂબ)

તમો જો હજ્જ પછી મદીનહ મુનવ્વરહ જઈ રહયા છો તો તવાફે વિદાઅ કરવાનું ભૂલશો નહિ. અને પોતાનો બધો જ સામાન (ઝમઝમનું પાણી પણ) સાથે લઈ જશો, કારણ કે હવે તમારે મદીનહ મુનવ્વરહથી સીધા જ જિદહ જવાનું થશે અને ત્યાંથી હવાઈ માર્ગે પોતાના વતન પાછા ફરવાનું થશે.

જો તમો કોઈ કારણ સર ઝમઝમનું પાણી મદીનહ શરીફ સાથે નથી લઈ જઈ શકતા તો યાદ રાખો કે મદીનહ શરીફમાં પણ ઝમઝમના પાણી ભરવાનો ઈન્તિઝામ રહે છે, હય્ય અલસ્સલાહ (જમણી) તરફ જયાં ઓરતોની નમાઝનો વિભાગ છે, તેના બહાર ખુલ્લા સહેનના છેવાડે

ઝમઝમના પાણીની સબીલ (નળો) લાગેલા છે, ત્યાં જઈ કેનમાં પાણી ભરી શકો છો.

અને જો હજ્જ પહેલાં મદીનહ મુનવ્વરહ જઈ રહયા છો, તો ફકત જરૂરત પુરતો જ સામાન સાથે લઈ જવો.

''મકકહ મુકર્રમહ''થી જુદાઈના રંજ અને ગમને ''મદીનહ મુનવ્વરહ''ની હાજરી અને રવઝએ પાકની ઝિયારત અને બારગાહે નબુવ્વતમાં હાજરીની ખૂશીઓથી દૂર કરો. મસ્ત થઈને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઉપર દુરૂદો સલામ પઢો :

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّعَلٰى آلِهٖ وَاَصْحَابِهٖ

وَبَارِكْ وَسَلِّمْ كَمَا تُحِبُّ وَتَرْضٰى لَهٗ تُحِبُّ وَتَرْضٰى.

હવે તમો હર ઘડી મકકહ મુકર્રમહથી દૂર અને મદીનહ મુનવ્વરહથી કરીબ થઈ રહયા છો, પણ છો તો બે હરમો વચ્ચે જ.

''મકકહ મુકર્રમહ''થી ''મદીનહ મુનવ્વરહ'' ૪૮૫ કિલો મીટર દૂર છે, ૭ થી ૮ કલાક પહોંચતા થાય છે. પૂરા રસ્તામાં એવો ખ્યાલ જમાવવો કે બંને જહાનના સરદાર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના દરબારમાં હાજર થવાનું છે. અલ્લાહ અને અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તરફ જ પોતાનું ધ્યાન રહે, અને પૂરા રસ્તામાં સલામ અને દુરૂદનો જ વઝીફો પઢતા રહેવું જોઈએ.

''મકકહ મુકર્રમહ''થી ''મદીનહ મુનવ્વરહ'' સફર કરવાની હાલતમાં  આપણા માનસ પટલ પર વિચારો અને ખ્યાલો ૧૪૦૦, વર્ષ પાછળ ચાલ્યા જાય છે, કે આફતાબે રિસાલત, મકકહમાં ઉગ્યો, અને તેની કિરણો ''મદીનહ મુનવ્વરહ''ના આકાશેથી એવી રીતે ચમકી કે પૂરી દુન્યા, તેનાથી રોશન થઈ ગઈ. જયારે કુફફારે કુરૈશે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મકાનનો ઘેરો કરી લીધો તો અલ્લાહ તઆલાના હુકમથી, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હસરત ભરી નઝરોથી, મકકહ મુકર્રમહને અલવિદાઅ કહયું. હઝરત અબૂ બક્ર (રદિ.)ના સંગાથે રાતના

અંધારામાં આ સફરની શરૂઆત કરી અને જયારે કઅબતુલ્લાહ ઉપર નઝર પડી, તો ફરમાવ્યું : '' અય મકકહ ! તુ મને પૂરી દુન્યાથી વધારે પ્યારું છે, પણ તારા ફરઝંદો મને અહીંયા રહેવા નથી દેતા.

અને ''મદીનહ મુનવ્વરહ'' તરફ સફર શરૂ કરી અને ''જબલે સૌર''ની ટોચ ઉપર હઝરત અબૂ બક્ર (રદિ.)ની સંગાથે ત્રણ દિવસ કિયામ કર્યો.

બીજી બાજુ ''મદીનહ મુનવ્વરહ''નાં દરો દિવાર, આ ખૂશ ખબરીથી ગૂંજી ઉઠે છે કે રહમતુલ લિલઆલમીન હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મદીનહ મુનવ્વરહ તશરીફ લાવી રહયા છે, તો ''મદીનહ મુનવ્વરહ''નો દરેક રહેવાસી (નાના, મોટા, યુવાન, વૃધ્ધ, ઓરતો, છોકરાઓ) અહિ સુધી કે ઝાડ–પાન વનસ્પતિ વગેરે દરેક વસ્તુ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઈન્તિઝારમાં હતી. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મુબારક ચહેરાનો દીદાર કરવા, દરરોજ બધા મદીનહ શહેરથી બહાર આવીને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આવવાનો ઈન્તિઝાર કરે છે અને તડકો થયા પછી નિરાશ થઈ પોત પોતાના ઘરે પાછા ચાલ્યા જાય છે, આ જ પ્રમાણે દરરોજ થતું હતું. એક દિવસ જયારે અન્સારીઓ રાહ જોઈને પોત પોતાના ઘરે પાછા જઈ ચુકયા હતા કે એક યહૂદીની નઝર અચાનક આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના કાફલહ ઉપર પડી અને તેનાથી સબ્ર ના થઈ શકી, અને બોલી ઉઠયો : '' અય અરબવાળાઓ, સાંભળો ! જેની રાહ જોવાતી હતી, તે આવી ગયા છે.''

અન્સાર હથિયારો સાથે રહમતે આલમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઈસ્તિકબાલમાં નીકળી પડયા. અજીબો ગરીબ મંઝર હતો, અન્સારના મઅસૂમ બચ્ચાઓ પોતાની મઅસૂમ અને સુંદર અવાઝમાં હર્ષઘેલાં થઈ ગીતો ગાતા હતા. દરેક કબીલાવાળા ચાહતા હતા, કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મેઝબાનીનો શર્ફ તેને મળે, દરેક આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને કહેતા, ''આ ઘર આ માલો ઝર, અને જાને અઝીઝ બધું આપ ઉપર કુર્બાન છે, પણ આપ (સલ્લલ્લાહુ અલયહિ

વ સલ્લમ) ફરમાવતા, કે મારી ઊંટણી ''કસ્વહ''ને છોડી આપો, અલ્લાહ તઆલાનો જયાં હુકમ હશે ત્યાં રોકાઈ જશે ! આખરે ''કસ્વહ'' તે જગા ઉપર બેસી ગઈ, કે જયાં આજે ''મસ્જિદે નબવી'' છે.

હઝરત અબૂ ઐયૂબ અન્સારી (રદિ.) દોડતા દોડતા, ખિદમતે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં હાજર થયા અને અર્ઝ કર્યુ કે અય અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આ સઆદત મારા જ કિસ્મતમાં લખાયેલી છે, કારણ કે અહીંયાથી મારું જ મકાન નઝદીક છે. હઝરત અબૂ ઐયૂબ અન્સારી (રદિ.)એ ઊંટણીનો કઝાવો (કાઠી) ઉઠાવી લીધો, અને પોતાના બે માળના મકાનમાં સરકારે દો જહાં (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને લઈ ગયા, જયાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) લગભગ સાત મહિના સુધી રહયા.

''સઊદી હુકૂમતે'' મકકહ મુકર્રમહથી મદીનહ મુનવ્વરહ સુધી, ડબલ લાઈન પાકી સડક બનાવી છે આ તે જ રસ્તો છે, જે રસ્તે થી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મકકહ મુકર્રમહથી મદીનહ મુનવ્વરહનો સફર કર્યો હતો અને એ કારણે આ સડકનું નામ પણ ''શારિઉલ હિજરત'' (હિજરતનો રસ્તો)રાખવામાં આવ્યું છે.આ સડકના કારણે મકકહ મુકર્રમહથી મદીનહ મુનવ્વરહનો સફર ઘણો જ આસાન થઈ ગયો છે.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો સફર હઝરત અબૂ બક્ર સિદીક (રદિ.)ના મકાનથી શરૂ થયો હતો અને ''મદીનહ મુનવ્વરહ''ની એક વસ્તી ''કુબા'' પર પૂરો થયો હતો. આ સડક પણ ''કુબા'' થઈને ''મદીનહ મુનવ્વરહ'' જાય છે. આ સડકની આસાનીનો અંદાઝ એનાથી લગાવી શકાય છે, કે જો ઈશાની નમાઝ હરમે મકકહમાં જમાઅત સાથે પઢીને, કોઈ સારી ટેક્ષીથી મદીનહ મુનવ્વરહનો સફર કરવામાં આવે, તો ઈન્શાઅલ્લાહ ફજરની નમાઝ મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં જમાઅત સાથે પઢી શકાય છે. અને અમુક વખતે તો, તહજજુદના ટાઈમે, ''મદીનહ મુનવ્વરહ'' પહોંચી જવાય છે.

એ પણ યાદ રાખો કે સઊદિય્યહમાં લગભગ અને મસ્જિદે નબવી

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં ખાસ કરીને ફજરની અઝાનથી એક કલાક પહેલાં, તહજજુદની અઝાન પણ આપવામાં આવે છે.

"મદીનહ મુનવ્વરહ" જતાં રસ્તામાં ગુસલ કરવાનો કે કપડાં બદલવાનો મૌકો નથી મળતો, માટે મદીનહ મુનવ્વરહ રવાનગી પહેલાં જ "મદીનહ મુનવ્વરહ" હાજરીની નિય્યતથી ગુસલ કરી, કપડાં બદલી લો અને ખુશ્બૂ પણ લગાવી લો.

એક ઝમાનો એ પણ હતો, કે આ જાતની રાહતોનું નામો નિશાન ન હતું, ૧૪૦૦ (એક હજાર ચારસો વરસ)થી લોકો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પ્રત્યેના અખૂટ ઈશ્ક અને અતૂટ હૃયભાવને કારણે જાત જાતની તકલીફો અને હિંમત છોડાવી દેનાર ખતરાઓને વેઠીને પણ મદીનહ મુનવ્વરહનો સફર ખેડતા હતા. લગભગ ૪૮૫ કિલો મીટર આ લાંબા રાસ્તાને શમ્એ મુહમ્મદીના લાખો પરવાનાઓએ આ પહાડો અને વાદીઓમાં "મર્યા કે માર્યા ગયા" "લુંટાયા કે પોતાના કાફલાથી વિખુટા પડી ગયા" "રેતીના ઢગલા અને પહાડોમાં રસ્તો ભૂલો પડી ગયા અને કયાંથી કયાં નીકળી ગયા વગેરે પ્રકારની જાત જાતની તકલીફો વેઠીને કાપ્યો. આજે અલ્લાહનો શુક્ર અદા કરો, કે તમે હવાથી વાતો કરતા કરતા, કોઈ પણ જાતના ખતરા કે ખૌફ વગર બેધડક, શાંતિના સાથે, થોડાક જ કલાકોમાં "રવઝએ અતહર" ઉપર મહબૂબે ખુદાના, દરબારમાં પહોંચી જાઓ છો., અલ્હમ્દુલિલ્લાહી અલા ઝાલિક.

## મદીનહ તય્યિબહ

આ ગયા; હાસિલે ઈન્તિઝાર આ ગયા,
હાજીયો, લો નબીકા દિયાર આ ગયા !
દેખો દેખો ખજૂરોંકી જુરમુટમેં વો –
સામને શહરે ર૧કે બહાર આ ગયા !

મદીનહ તય્યિબહ, મકકહ મુકર્રમહની ઉત્તર તરફ છે. જાહિલિયતના ઝમાનામાં એને "યસરબ" કહેતા હતા."મુઅજમુલ

બુલ્દાન''માં છે કે આ શહેરને યસરબ ઈબ્ને કાફિયહએ વસાવ્યું હતું એટલે એને યસરબ કહેવામાં આવતું હતું, પણ હવે ઈસ્લામમા એ નામની મનાઈ કરવામાં આવેલી છે.

હિજરત પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એનું નામ તય્યિબહ રાખ્યું અને આ શહેરની આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઘણી ફઝીલતો બયાન ફરમાવી છે.

''વફાઉલ વફા''માં ''મદીનહ મુનવ્વરહ''ના ૯૪ નામો બયાન કરવામાં આવ્યા છે જેનાથી ''મદીનહ મુનવ્વરહ''ની બુઝુર્ગી અને દરજો જાહેર થાય છે.

આ શહેરની ફઝીલત કોઈ માણસ કયારેય લખી નથી શકતો, એટલું જ કહેવું બસ છે, કે જે શહેરને અલ્લાહ તઆલાએ પોતાના પ્યારા હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) માટે કિયામગાહ તથા આરામગાહ ઠેરવ્યું અને હકતઆલા શાનહુએ પોતાના હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના રહેવા માટે પસંદ કર્યુ. તેના થી અફઝલ બીજું કયું શહેર હોઈ શકે ?

કાઝી અયાઝ ફરમાવે છે, કે જે જગાઓ ઉપર વહી ઉતરી હોય અને કુર્આને પાક નાઝિલ થયું હોય, હઝરત જિબ્રઈલ (અલયહિસ્સલામ) તથા હઝરત મીકાઈલ (અલયહિસ્સલામ) વારંવાર ત્યાં હાજર થતા રહયા હોય, જયાંનુ મૈદાન અલ્લાહ વાળાઓના ઝિક્ર અને તિલાવત તથા તસ્બીહોથી ગુંજતુ રહયું હોય, અલ્લાહના દીન અને તેના રસૂલે પાક (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સુન્નતો જયાંથી ઝરણાની માફક વહેતી હોય તે પાક જગા (મદીનહ મુનવ્વરહ)ના મેદાનો એ લાયક છે કે તેની તઅ્ઝીમ કરવામાં આવે તેની ધૂળમાં આળોટવામાં આવે અને તેની ખૂશ્બૂ સુંઘવામાં આવે. મદીનહ મુનવ્વરહની એક એક વસ્તુ અનહદ કાબિલે કદ્ર છે.

**મદીનહ મુનવ્વરહમાં દાખલ થવાની દુઆ :**

بِسْمِ اللّٰہِ الرَّحْمٰنِ الرَّحِیْمِ

اَللّٰھُمَّ اَنْتَ السَّلَامُ وَمِنْکَ السَّلَامُ وَاِلَیْکَ یَرْجِعُ

السَّلَامُ، فَحَيِّنَا رَبَّنَا بِالسَّلَامِ، وَ اَدْخِلْنَا دَارَ السَّلَامِ تَبَارَكْتَ رَبَّنَا وَتَعَالَيْتَ يَا ذَا الْجَلَالِ وَالْاِكْرَامِ. رَبِّ اَدْخِلْنِيْ مُدْخَلَ صِدْقٍ، وَّ اَخْرِجْنِيْ مُخْرَجَ صِدْقٍ، وَّ اجْعَلْ لِّيْ مِنْ لَّدُنْكَ سُلْطَانًا نَّصِيْرًا، وَ قُلْ جَآءَ الْحَقُّ، وَ زَهَقَ الْبَاطِلُ، اِنَّ الْبَاطِلَ كَانَ زَهُوْقًا، وَ نُنَزِّلُ مِنَ الْقُرْاٰنِ مَا هُوَ شِفَآءٌ، وَّ رَحْمَةٌ لِّلْمُؤْمِنِيْنَ وَلَا يَزِيْدُ الظّٰلِمِيْنَ اِلَّا خَسَارًا

(અલ્લાહુમ્મ અન્ત સ્સલામ, વ મિન્ક સ્સલામ, વ ઈલય્ક યર્જિઉ સ્સલામ, ફ હય્યિના રબ્બના બિસ્સલામિ વ અદ્ખિલ્ના દારસ્સલામ, તબારકત રબ્બના, વ તઆલય્ત યા જલ્ જલાલિ વલ ઈકરામ. રબ્બી અદખિલ્ની મુદખલ સિદકીંવ વ અખ્રિજની મુખ્રજ સિદકિંવ વજ અલ્લી મિન લદુન્ક સુલતાનન નસીરા, વ કુલ જાઅલ હકકુ વ ઝહકલ બાતિલ, ઈન્નલ બાતિલ કાન ઝહૂકા. વ નુનઝ્ઝિલુ મિનલ્ કુર્આનિ, મા હુવ શિફાઉન વ રહ્મતુલ લિલ્મુઅ્મિનીન વલા યઝીદુ ઝ્ઝાલિમીન ઈલ્લા ખસારા.)

"અય અલ્લાહ ! તમો સલામતી વાળા છો અને તમારા તરફથી સલામતી છે અને તમારા જ તરફ સલામતી લોટે છે. અય અમારા રબ ! અમોને સલામતી સાથે જીવતા રાખો અને અમોને તમારા ઘરમાં કે જે સલામતી વાળું છે, દાખિલ ફરમાવો. ઓ અમારા રબ ! તમો ઊંચી શા'નવાળા છો, બળાઈ અને બુઝુર્ગીવાળા અય પરવરદિગાર, અમોને સચ્ચાઈના સાથે (મદીનહ મુનવ્વરહમાં) દાખલ ફરમાવો અને (મદીનહ મુનવ્વરહથી) સચ્ચાઈના સાથે બહાર કાઢો. અમોને તમારા તરફથી કામયાબી અને મદદ અતા ફરમાવો. કહી આપો, કે હક આવી ગયું અને બાતિલ ખતમ થઈ ગયું અને બેશક બાતિલ ખતમ થવાવાળું જ હતું.અને અમોએ કુર્આન ઉતાર્યું, જે ઈમાનવાળાઓ માટે શિફા અને રહમત છે અને ઝાલિમ લોકો તો નુકસાનમાં જ રહેવાના છે."

અને દુઆ કરો કે "અય અલ્લાહ તમોએ જે કરમ અને એહસાનથી મને આ મુબારક દિવસ દેખાડયો, કે હું તમારા મહબૂબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મહબૂબ શહેરમાં દાખલ થઈ રહયો/રહી છું, તમારા તે જ કરમ અને એહસાનથી, મને અહીંયાની ખાસ બરકતો ઈનાયત કરો અને તે તમામ બાબતોથી મારી હિફાઝત ફરમાવો, જે અહીંયાની બરકતોથી મહરૂમીનો સબબ બને."

જયારે પોતાના રૂમ ઉપર પહોંચો તો શાંતિથી પોતાનો સામાન ઠેકાણે મુકી આપો અને જો મદીનહ મુનવ્વરહ આવતાં પહેલાં આપને ગુસલ કે કપડાં બદલવાનો મોકો ના મળ્યો હોય, તો હવે જો શકય હોય તો ગુસલ કરી લો અથવા મિસ્વાક કરી, વુઝૂ કરી લો અને ચોખ્ખા કપડાં પહેરો, (કપડાં સફેદ હોય તો વધારે સારું, કારણ કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને સફેદ કપડું સૌથી વધારે પસંદ હતું.) ખુશ્બૂ લગાવી લો અને પછી સૌથી પહેલાં મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં દાખલ થવા માટે અને રવઝએ અકદસ ઉપર હાજરી આપવાના ઈરાદાથી મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તરફ જવાનું શરૂ કરો.

**"વસીમ" એક મુઅજિઝહ મૈંને અરબકે ચાંદ કા દેખા,**
**કિ ખુદ ગાઈબ હૈ, લેકિન ચાંદની મઅલૂમ હોતી હૈ !**

## મસ્જિદે નબવી

સરકારે દો આલમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) હિજરત કરીને મકકહ મુકર્રમહથી મદીનહ મુનવ્વરહ તશ્રીફ લાવ્યા તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મુસલમાનોની ઈબાદત માટે એક સેન્ટર કાઈમ કરવાની જરૂરત સમજી અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક મસ્જિદ બાંધવાનો હુકમ ફરમાવ્યો.

હઝરત અબૂ ઐયૂબ અન્સારી (રદિ.)ના મકાનની સામે એક, ઊંચી–નીચી ઝમીનમાં ખજૂરનો બાગ હતો. જયાં ખજૂરો સુકાવીને ખારેકો બનાવવામાં આવતી હતી. (આ તે જ જગ્યા હતી કે જયાં આપ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઊંટણી "કસ્વહ" બેઠી હતી.). આ ઝમીન બે યતીમ છોકરાઓ "સહલ" અને "સુહૈલ"ની માલિકીની હતી, અને તેઓ હઝરત અસ્અદ ઈબ્ને ઝુરારહ (રદિ.)ની પરવરિશમાં હતા. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તે યતીમ છોકરાઓને ફરમાવ્યું : "અમો એક મસ્જિદ બનાવવા માંગીએ છીએ માટે તમારી આ ઝમીન અમોને વેચાતી આપો. બંને યતીમોએ જવાબમાં જણાવ્યું કે અય અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! અમે આ ઝમીન વગર કિંમતે આપની ખિદમતમાં પેશ કરીએ છીએ. પણ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કિંમત ચૂકવ્યા વગર તે ઝમીન લેવા માટે તૈયાર ના થયા અને દસ દીનારમાં તે ઝમીન ખરીદ ફરમાવી. એ કેવી રીતે શકય હતું કે રહમતુલ્લિલઆલમીન (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કે જેઓ, પોતે યતીમીનો તાજ પોતાના માથા ઉપર મુકીને આ દુન્યામાં તશરીફ લાવ્યા હોય તે યતીમોને તેમના હક્કોથી મહરૂમ રાખે ?

ઝમીન ખરીદ કર્યા પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હુકમ ફરમાવ્યો કે, ખજૂરોના ઝાડો કાપી નાખવામાં આવે અને ઝમીનને સીધી કરવામાં આવે. ખજૂરના ઝાડો કાપીને, કિબ્લહવાળી દીવાર તરફ ઉભા કરીને તેને જ દીવારની શકલ આપી દેવામાં આવી. એક મુદત સુધી આ જ હાલતમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ નમાઝો અદા ફરમાવી, ત્યાર પછી મસ્જિદ બાંધવાનો ઈન્તિઝામ કરવામાં આવ્યો.

મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો પાયો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાના હાથ મુબારકથી નાંખ્યો, સહાબએ કિરામ (રદિ.) મસ્જિદ બાંધવા પથ્થરો લાવતા હતા, અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતે પણ, સહાબએ કિરામ (રદિ.)ના સાથે મસ્જિદ બાંધવામાં મશ્ગૂલ રહેતા હતા.

૧૪૦૦ વર્ષ પહેલા આ મસ્જિદ એકદમ સાદી પણ પૂર વકાર ઈબાદતની જગા હતી. જેની બાંધણીમાં ખજૂરના પત્તા અને ખજૂરના થડ વાપરવામાં આવ્યા હતા. વરસાદની મોસમમાં છાપરામાંથી પાણી પણ ટપકતું હતું અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તથા આપના

સહાબીઓ (રદિ.)તે ભીની જગામાં જ નમાઝ પઢતા હતા. સહનમાં કાંકરીઓ બીછાવવામાં આવી હતી, હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જયારે મસ્જિદમાં આરામ ફરમાવતા તો બદન મુબારક ઉપર કાંકરાઓના નિશાનો થઈ જતા હતા.

*દસ વર્ષ સુધી સરકારે દો આલમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ મસ્જિદમાં નમાઝો અદા ફરમાવી અને આ મસ્જિદ ફકત નમાઝ પૂરતી જ મસ્જિદ ન હતી, પણ ખરેખર એક તરફ દીને ઈસ્લામની તઅ્લીમ અને તબ્લીગનું મરકઝ હતી ; તો બીજી તરફ તઅ્લીમ પ્રાપ્ત કરવા માટે સૌથી પહેલો દારૂલ ઉલૂમ અને યુનિવર્સિટી હતી, જે ''સુફફહ''ના નામથી પ્રખ્યાત છે. આ જ મસ્જિદમાં ફૌજી છાવણી હતી, જેમાં મુજાહિદીને ઈસ્લામને જિહાદની ટ્રેનીંગ આપવામાં આવતી હતી. અહીંયાં ઝઘડાઓનો નિકાલ કરવા માટે કોર્ટ પણ હતી. ગેર મુસ્લિમોના કાફલાઓ પણ અહીંયા દરબારે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં હાજર થઈ ઈસ્લામ કબૂલ કરતા હતા.*

આ મસ્જિદ ઈસ્લામી તબ્લીગો ત્અલીમનું પહેલું મરકઝ બની. આ મરકઝથી ઈસ્લામને તે તરકકી અને શાનો શવકત પ્રાપ્ત થઈ, જે જગતના ઈતિહાસનો કલ્પનાતીત, અવિસ્મરણીય ઘટનાક્રમ છે. દુન્યાની તારીખનો સોનેરી દરવાઝો છે. આ મસ્જિદ અને મરકઝમાં આપવામાં આવેલી તઅ્લીમનું જ પરિણામ છે, કે દુન્યામાં હંમેશ એવી હસતીઓ રહી છે, જેમને કુર્આન હિફઝ હતું અને અહાદીસે નબવીમાં મહારત હતી અને ઈન્શા અલ્લાહ જયાં સુધી દુન્યા બાકી છે, ત્યાં સુધી અલ્લાહના ફઝલો કરમથી આવી હસ્તીઓ, દરેક ઝમાનામાં રહેશે.

સન હિજરી ૭, ફત્હે ખૈબર પછી મુસલમાનોની વધતી જતી વસ્તીના કારણે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ નવેસરથી આ મસ્જિદનું બાંધકામ ફરમાવ્યું હતું.

હાલની મસ્જિદ કે જેનો અમુક ભાગ તુર્કી હુકૂમતનો છે, પરંતુ તેનો વધુ પડતો ભાગ ''સઊદી અરબિય્યહ''ના રાજા અ. અઝીઝ સઊદ સાહેબ અને તેમના વારિસો શાહ ફૈસલ અને શાહ ખાલિદની મહેનતનું પરિણામ

છે. સન ઈસ્વી ૧૯૫૫ માં મસ્જિદનું મોટા પાયે કામ કરવામાં આવ્યું હતું, જેમાં પાંચ કરોડ સઊદી રિયાલ ખર્ચ થયા હતા.

અત્યારે મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નાં કુલ દસ દરવાઝા છે.(કિબલહવાળી દીવારમાં કોઈ  દરવાઝો નથી.)

(૧)બાબે જિબ્રઈલ (અલ.) (૨) બાબુન્નિસાઅ (૩) બાબે અ. અઝીઝ

બાબે જિબ્રઈલ અને બાબુન્નિસાઅ, આ બંને દરવાઝા જૂના છે અને બાબે અ.અઝીઝનો વધારો સઊદી હુકૂમતના તરફથી વધારો કરતી વખતે બાંધવામાં આવ્યો. અને આ ખાનદાને સઊદના દાદા અ.અઝીઝ ઈબ્ને મુહમ્મદ ઈબ્ને સઊદની તરફ મન્સૂબ છે.

પશ્ચિમ તરફ ચાર દરવાજા છે.

(૧) બાબુસ્સલામ (૨) બાબે અબૂબકર (રદિ.) (૩) બાબુર્રહમત (૪) બાબે સઊદ

"બાબુસ્સલામ" અને "બાબુર્રહમત" તો જૂના છે અને બાબુ અબુબકર, અને બાબે સઊદ, આ બંને નવા છે, અને આ પણ સઊદી હુકૂકતની તા'મીરના ઝમાનામાં વધારવામાં આવ્યા.

જે જગાએ સય્યિદના અબૂબકર સિદ્દીક (રદિ.)નું મકાન હતું, ત્યાં સઊદી હુકૂમતે નવા વધારા વખતે આ એક ઘણું મોટું અગત્યનું કામ અંજામ આપ્યું, કે તે જગાએ "બાબે અબૂ બકર" બનાવી આપ્યો અને મસ્જિદના અંદરના ભાગે મોટા અક્ષરોએ هذه خوخة ابى بكر الصديق લખીને એક તખ્તી લટકાવી છે.

મસ્જિદની ઉત્તર દિશાએ ૩ દરવાજા છે.

(૧) બાબે ઉમર (રદિ.) (૨)બાબે અ. મજીદ( જે બાબે મજીદીથી મશ્હૂર છે.) (૩) બાબે ઉસ્માન (રદિ.)

"બાબે મજીદી" તુરકોએ બનાવેલો દરવાઝો છે, જે ૧૨૬૫ હિજરી માં બનાવવામાં આવ્યો હતો, પરંતુ સઊદી હુકૂમતે નવા બાંધકામ વખતે, તેની બરાબર તે જ નામનો દરવાઝો બનાવ્યો. "બાબે ઉમર" અને "બાબે ઉસ્માન" આ બંને દરવાઝા સઊદી હુકૂમતના બાંધકામ વખતે, વુજૂદમાં આવ્યા.

**વર્તમાન "સઊદી હુકૂમતે" હરમૈન શરીફૈનની જે અજોડ ખિદમત કરી છે, તારીખમાં એનો કોઈ દાખલો નથી મળી શકતો. આજે દુનિયાના લેટેસ્ટ સાધનોથી, આ હુકૂમત હરમૈન શરીફૈનની ખિદમત કરી રહી છે. પૂરી મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને એરકન્ડીશન્ડ કરવામાં આવી છે, જેના માટે મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી ૭ કિલોમીટર દૂર ૨૫૦૦૦ ટનની કેપેસીટીવાળો એક અત્યા ધુનિક મેગાપ્લાન નાખવામાં આવ્યો છે, જે અવિરત ચાલુ રહે છે, અને મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના થાંભલાઓમાંથી, ઠંડી ઠંડી હવા બહાર નીકળે છે.**

ખૈર, વાત આ ચાલી રહી હતી, કે મદીના શરીફ પહોંચીને પોતાનો સામાન પોતાના રૂમ ઉપર મુકીને, મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં દાખલ થવા માટે, અને રવઝએ અકદસ ઉપર હાજરી આપવાના ઈરાદાથી મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તરફ જવાનું શરૂ કરો. ખ્યાલ રાખજો, કે આ તે બારગાહે નબવી છે, કે જયાં હઝરત જિબ્રઈલ (અલ.) આવતા હતા અને ફરિશ્તાઓ આ આલી મકામ ઉપર અદબના સાથે હાજર થતા હતા.

**"લોહ ચુંબકની ય મર્યાદા હશે,**
**રહમતે આલમથી આકર્ષિત તમામ !"**

તો દુરૂદ શરીફ પઢતાં પઢતાં, મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં દાખલ થાઓ અને જો શકય હોય તો "બાબે જિબ્રઈલ"થી દાખલ થશો અને દાખલ થતાં પહેલા થોડો સદકો કરી આપો, પહેલાં જમણો પગ અંદર મુકો અને આ દુઆ પઢો :

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّعَلٰى اٰلِهٖ وَاَصْحَابِهٖ
اَجْمَعِيْنَ اَللّٰهُمَّ اغْفِرْ لِيْ ذُنُوْبِيْ، وَافْتَحْ لِيْ اَبْوَابَ رَحْمَتِكَ.
اَللّٰهُمَّ اجْعَلْنِي الْيَوْمَ مِنْ اَوْجَهِ مَنْ تَوَجَّهَ اِلَيْكَ، وَاَقْرَبِ مَنْ

تَقَرَّبَ اِلَیْکَ، وَ اَنْجَحِ مَنْ دَعَاکَ وَابْتَغٰی مَرْضَاتِکَ.

''અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિંવ વ અલા આલિહી વ અસ્હાબિહી અજ્મઈન, અલ્લાહુમ્મ ગ્ફિરલી ઝુનૂબી વફ્તહ્લી અબ્વાબ રહમતિક, અલ્લાહુમ્મજ્ અલ્નીલ યવ્મ મિન અવજુહે મન તવજ્જહ ઈલય્ક વ અક્રબિ મન તકર્રબ ઈલયક વ અન્જહે મન દઆક વબ તગા મરજાતિક.''

(અય અલ્લાહ ! અમારા સરદાર હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઉપર અને આપના બધા સહાબએ કિરામ (રદિ.)ઉપર રહમત ઉતારો. અય અલ્લાહ, મારા ગુનાહોને માફ કરી આપો અને મારા માટે પોતાની રહમતના દરવાજા ખોલી આપો. અય અલ્લાહ ! તમારા તરફ મુતવજ્જેહ થનારાઓમાં સૌથી વધુ મને તમારા તરફ ધ્યાન આપનારો બનાવો. તમારી નઝદીકી હાસિલ કરનારાઓમાં મને સૌથી નઝદીક બનાવો અને જેઓએ તમારાથી દુઆઓ માંગી અને પોતાની મુરાદો માંગી, તેમાં સૌથી વધારે મને કામ્યાબી નસીબ ફરમાવો.)

થોડીવાર માટે પણ એઅ્તિકાફની નિય્યત કરવી મુસ્તહબ છે, એટલે આ નિય્યત કરો કે અય અલ્લાહ જયાં સુધી હું મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં રહું, હું એ'અતિકાફની નિય્યત કરું છું.

## રિયાઝુલ જન્નત

**હૈ જન્નતમેં સબ કુછ, મદીના નહીં**
**હા, જન્નત મદીનામેં મવજૂદ હૈ !**

**વહ મસ્જિદ, વહ રવઝહ, વહ જન્નતકા ટુકડા**
**ખૂશા મંઝરે પૂર બહારે મદીનહ**

જયારે તમો મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં ''બાબે જિબ્રઈલ''થી દાખલ થશો તો તમારા ડાબા હાથ બાજુ એક રૂમ દેખાશે, આ હઝરત ફાતિમહ (રદિ.)નું ઘર હતું. જયારે તમો એના સામેથી

આગળ વધશો, તો તરતજ ડાબા હાથ ઉપર મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો જે ભાગ છે, તેને "રિયાઝુલ જન્નત" કહેવામાં આવે છે. મિમ્બરે રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને કબર શરીફના વચ્ચેનો પૂરો ભાગ રિયાઝુલ જન્નત છે.આ જગા વિશે હદીસ શરીફમાં આવ્યું છે, કે "જે જગા મારા ઘર અને મારા મિમ્બરના વચમાં છે, તે જન્નતના બાગોમાંથી એક બાગ છે."

(ઘરથી મુરાદ હઝરત આઈશા (રદિ.)નો રૂમ છે, કે જેમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની કબર શરીફ છે, અને હઝરત ફાતિમહ (રદિ.)ના રૂમના પાછળ છે.)

અર્થ આ છે, કે આ જગા હકીકતમાં જન્નતનો એક ટુકડો છે, જેને દુન્યામાં લાવવામાં આવ્યો છે, અને કયામતના દિવસે આ ટુકડો પાછો જન્નતમાં જતો રહેશે. આ "રિયાઝુલ જન્નત"માં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો મુસલ્લો પણ છે, જયાં ઉભા રહી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઈમામત ફરમાવતા હતા. આ જગાએ એક ખૂબસૂરત મેહરાબ બનાવવામાં આવી છે, જેને મેહરાબે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કહેવામાં આવે છે.

વલીદ ઈબ્ને અ.મલિકના ઝમાનામાં વલીદના હુકમથી હઝરત ઉમર બિન અ.અઝીઝે, જયારે મસ્જિદે નબવીને મોટી કરી તો આ જગાએ મેહરાબ પણ બનાવી આપી.

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઈન્તિકાલ પછી, મુસલ્લએ રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુબારક જગાની તઅઝીમ બાકી રાખવા ખાતર, હઝરત અબૂ બક્ર સિદદીક (રદિ.)એ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની નમાઝ પઢવાની જગાએ, પગ મુબારકની જગા છોડીને, બાકી જગા ઉપર દીવાર બનાવી આપી હતી, જેથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સિજદહની જગા લોકોના પગોથી બચી રહે. પાછળથી તુરકોએ પણ આ દીવારની હદ સુધી મેહરાબ બનાવી આપી, એટલે હવે કોઈ હાજી મુસલ્લએ રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સામે ઉભા થઈને નમાઝ પઢે, તો તેનો સિજદહ

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના કદમ મુબારકની જગા ઉપર થાય છે.

અત્યારે જે પવિત્ર મેહરાબ બનેલી છે તે ૯, ફૂટની અને સંગે મરમરના એક જ ટુકડાની છે, જેના ઉપર સોનેરી પાણીથી ખૂબસૂરત ડીઝાઈન કરેલ છે અને બંને તરફ લાલ સંગે મરમરથી અજોડ થાંભલાઓ બનાવેલા છે. મેહરાબના ઉપર તે આયત લખેલ છે, જેમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઉપર દુરૂદ શરીફ પઢવાનો હુકમ આપવામાં આવ્યો છે.

એટલે કે સૂરએ અહઝાબની ૫૬મી આયત :

إِنَّ اللّٰهَ وَمَلٰٓئِكَتَهٗ يُصَلُّوْنَ عَلَى النَّبِيِّ ؕ يٰٓاَيُّهَا الَّذِيْنَ

اٰمَنُوْا صَلُّوْا عَلَيْهِ وَسَلِّمُوْا تَسْلِيْمًا ۞

(ઈન્નલ્લાહ વ મલાઈકતહૂ યુસલ્લૂન અલન્નબિય્યી યા અય્યુહલ લ્લઝીન આમનૂ સલ્લૂ અલયહિ વ સલ્લિમૂ તસ્લીમા.)

''અલ્લાહ તઆલા અને તેના ફરિશ્તાઓ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઉપર દુરૂદ મોકલે છે, અય ઈમાનવાળાઓ! તમો પણ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઉપર દુરૂદો સલામ મોકલો.''

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ

عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ.

اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ

عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ.

આ મેહરાબની પશ્ચિમે લખેલું છે કે '' આ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મેહરાબ છે.''

આ ''રિયાઝુલ જન્નત''માં બે રકા'ત તહિય્યતુલ મસ્જિદ પઢો અને

અહીંયા જગા ના મળે, તો મસ્જિદમાં ગમે ત્યાં પઢી શકો છો. આવી નેકબખ્તી પ્રાપ્ત થવા ઉપર અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરો, કે તે કેટલો મોટો મહેરબાન છે કે જેણે આ જગા ઉપર જનારાઓને આ દુન્યવી ઝિંદગીમાં જ જન્નતના ફર્શ ઉપર સિજદહ કરવાનો મૌકો આપ્યો.

જો મસ્જિદે નબવીમાં દાખલ થતી વખતે જમાઅત થઈ રહી હોય, તો પહેલા ફર્ઝ નમાઝમાં શરીક થઈ જાઓ, એ ફર્ઝ નમાઝમાં તહિય્યતુલ મસ્જિદ પણ અદા થઈ જશે, પાછળથી તહિય્યતુલ મસ્જિદ પઢવાની જરૂરત નથી.

મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં મસ્જિદે હરામની જેમ પોતાની ઓરતોને સાથે લઈને દાખલ થવા નહિ દે, માટે ઓરતોને, ઓરતોના વિભાગમાં મોકલી આપશો.

પણ યાદ રાખો, ઓરતોને ત્યાં મોકલતા પહેલાં એ નકકી કરી લેશો કે મસ્જિદમાંથી કેટલા વાગ્યે બહાર નીકળવાનું છે, તેમજ બહાર નીકળા પછી આપની મુલાકાત કઈ જગાએ થશે, અથવા ઓરત આપનો ઈન્તિઝાર કઈ જગાએ કરશે, એ બધું નકકી કરી લેશો, પછી જ ઓરતને તમારાથી અલગ કરશો.

અથવા તો પછી પોતાના રૂમની બધી ઓરતોનું ગ્રુપ બનાવીને તેણીઓને રહેઠાણનું પાકુ સરનામુ આપીને એમની રીતે આવવા જવા દો.

મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માં ઓરતો માટે નમાઝ પઢવાની તેમજ પેશાબ, પાખાના અને વુઝૂ વગેરે માટે, અલગ વ્યવસ્થા કરવામાં આવી છે. મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના બહાર, સહનમાં વુઝૂ વગેરે માટે જે જગાએ વ્યવસ્થા કરવામાં આવી છે, ત્યાં અરબીમાં رواق المياه (રુવાકુલ મિયાહ) બોર્ડ લગાવેલું છે. એવીજ રીતે મસ્જિદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના અંદર ઓરતોને નમાઝ પઢવા માટે, અલગ ભાગ કરી દેવામાં આવ્યો છે.

રિયાઝુલ જન્નતમાં પઢવાની એક ખાસ દુઆ આ છે :

اَللّٰهُمَّ اِنَّ هٰذِهٖ رَوْضَةٌ مِنْ رِيَاضِ الْجَنَّةِ شَرَّفْتَهَا وَ

كَرَّمْتَهَا وَمَجَّدْتَهَا وَعَظَّمْتَهَا وَنَوَّرْتَهَا بِنُوْرِ نَبِيِّكَ، وَحَبِيْبِكَ مُحَمَّدٍ ﷺ. اَللّٰهُمَّ كَمَا بَلَّغْتَنَا فِى الدُّنْيَا زِيَارَتَهُ وَمَآثِرَهُ الشَّرِيْفَةَ، فَلَا تَحْرِمْنَا يَا اَللّٰهُ فِى الْاٰخِرَةِ مِنْ فَضْلِ شَفَاعَةِ مُحَمَّدٍ ﷺ، وَاحْشُرْنَا فِى زُمْرَتِهِ وَتَحْتَ لِوَائِهِ وَاَمِتْنَا عَلٰى مَحَبَّتِهِ وَسُنَّتِهِ، وَاسْقِنَا مِنْ حَوْضِهِ الْمَوْرُوْدِ بِيَدِهِ الشَّرِيْفَةِ، شَرْبَةً هَنِيْئَةً، لَا نَظْمَأُ بَعْدَهَا اَبَدًا، اِنَّكَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ

(અલ્લાહુમ્મ ઈન્ન હાઝિહી રવઝતુમ મિન રિયાઝિલ જન્નતિ, શર્રફ્તહા વ કર્રમ્તહા, વ મજ્જદ્તહા, વ અઝઝમ્તહા, વ નવ્વરતહા બિનૂરિ નબિય્યીક, વ હબીબિક મુહમ્મદિન (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ), અલ્લાહુમ્મ કમા બલ્લગ્તના ફીદ્ દુન્યા ઝિયારતહૂ , વ મઆષિરહૂ શ્શરીફત, ફલા તહ્રિમ્ના યા અલ્લાહુ, ફિલ આખિરતિ મિન ફઝલિ શફાઅતિ મુહમ્મદિન (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ), વહ્શુર્ના ફી ઝુમ્રતિહી, વ તહ્ત લિવાઈહી વ અમિત્ના અલા મહબ્બતિહી, વ સુન્નતિહી, વસ્કિના મિન હવઝિહીલ મવરૂદ બિયદિહિ શ્શરીફતિ, શર્બતન હનીઅતન, લાનઝ્મઉ બઅ્દહા અબદન, ઈન્નક અલા કુલ્લિ શયઈન કદીર.)

"અય અલ્લાહ, બેશક આ જગા જન્નતના બાગોમાંથી એક બાગ છે.જેને તમોએ શર્ફ, ઈઝઝત, બુઝુર્ગી અને અઝમત અતા કરી છે, અને તેને પોતાના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના નૂરથી રોશન કરી છે. અય અલ્લાહ, તમોએ જેવી રીતે દુન્યામાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને આપની પવિત્ર યાદગારોની ઝિયારત કરાવી, એવી જ રીતે અય અલ્લાહ, આખિરતમાં પણ અમોને મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની શફાઅતથી મહરૂમ ન ફરમાવશો, અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની જમાઅત અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમ)ના ઝંડા નીચે અમોને ભેગા ફરમાવશો, અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુહબ્બત તથા આપની સુન્નત ઉપર ટકી રહેવાની હાલતમાં મૌત અતા ફરમાવશો અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મુબારક હાથોથી એવો સુમધુર શરબત પીવડાવજો, કે પછી અમોને કયારેય તરસ ના લાગે. બેશક તમો દરેક વસ્તુ ઉપર કાદિર છો."

નમાઝથી ફારિગ થઈ, જયારે "મઝારે પાક" તરફ આવો, તો એમ ખ્યાલ જમાવો કે આપણે મેલા–ગંદા અને એવા ગુનેહગાર છીએ કે, કયા મોંએ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સામે આવીએ? પોતાની રૂહ તરફ ધ્યાન કરશો, કે એ કેટલી ગંદી છે? તે છતાં અલ્લાહ તઆલા પોતાના મહબૂબના સામે આવવા બોલાવી રહયા છે.

આ મૌકા ઉપર આ વાત યાદ રાખવી જોઈએ કે, હુઝૂર પાક (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મઝાર મુબારક સામે ત્રણ જાળી (મોટી કમાનો બનાવેલી) છે,લગભગ લોકો અને ઘણા અરબો પણ આ ગલતફહમીમાં છે, કે પહેલી (કમાન) જાળીમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ), બીજી (કમાન) જાળીમાં હઝરત અબૂબકર (રદિ.) અને ત્રીજી (કમાન)માં હઝરત ઉમરે ફારૂક (રદિ.) આરામ ફરમાવી રહયા છે, પણ હકીકતમાં આવું નથી, ફકત વચ્ચેની જ (કમાન) જાળીમાં ત્રણેવ હઝરાત આરામ ફરમાવી રહયા છે. વચ્ચેની જાળીમાં એક મોટું ગોળ કાણુ રાખવામાં આવ્યું છે, જે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મુબારક ચહેરાની સામે છે. આ જ કાણાથી થોડુંક હટીને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની છાતી મુબારક છે, જયાં હઝરત અબૂબકર (રદિ.)નું માથું મુબારક છે,અહીંયા પણ એક નાનું ગોળ કાણુ છે,જે હઝરત અબૂબકર (રદિ.)ના મોં સામે છે. અને હઝરત અબૂબકર (રદિ.)ના સીનાની પાસે હઝરત ઉમરે ફારૂક (રદિ.)નું માથું મુબારક છે, તેમના મુબારક ચેહરાની સામે પણ એક નાનું ગોળ કાણું છે. ખુલાસો એ કે ત્રણેવ હઝરાત વચ્ચેની જાળીમાં જ આરામ ફરમાવી રહયા છે.

ખૈર ! તહિય્યતુલ મસ્જિદથી ફારિગ થઈ, "રવઝએ અકદસ" પાસે હાજર થાઓ અને અદબથી, એવી રીતે ઉભા રહો, કે જાણે આપ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઝિંદગીમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સામે ઉભા છો. પોતાનું મોં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મોં મુબારકની સામે અને પીઠ કિબ્લહ તરફ રહેશે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુબારક સૂરતનો દિલમાં ખ્યાલ જમાવો અને આ ખ્યાલ કરો કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કબર મુબારકમાં હયાત છે, મારી હાજરીની એમને ખબર છે અને મારી દરખ્વાસ્ત સાંભળી રહયા છે,અને ધીમી અવાઝે, નઝર નીચી રાખીને સલામ પઢો. સલામ આ પ્રમાણે છે :

اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَا النَّبِيُّ السَّيِّدُ الْكَرِيْمُ الرَّسُوْلُ
الْعَظِيْمُ، الرَّؤُفُ الرَّحِيْمُ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ اَلصَّلٰوةُ، وَ
السَّلَامُ عَلَيْكَ يَا رَسُوْلَ اللّٰهِ، اَلصَّلٰوةُ، وَالسَّلَامُ عَلَيْكَ يَا
حَبِيْبَ اللّٰهِ. اَلصَّلٰوةُ، وَالسَّلَامُ عَلَيْكَ، يَا خَيْرَ خَلْقِ اللّٰهِ.
اَلصَّلٰوةُ وَالسَّلَامُ عَلَيْكَ، يَا مَنْ اَرْسَلَهُ اللّٰهُ تَعَالٰى رَحْمَةً
لِلْعَالَمِيْنَ، اَلصَّلٰوةُ، وَالسَّلَامُ عَلَيْكَ، يَا خَاتَمَ النَّبِيِّيْنَ، اَنْتَ
الْحَبِيْبُ حَبِيْبُ اللّٰهِ. اَشْهَدُ اَنَّكَ رَسُوْلُ اللّٰهِ قَدْ بَلَّغْتَ
الرِّسَالَةَ، وَاَدَّيْتَ الْاَمَانَةَ، وَنَصَحْتَ الْاُمَّةَ، وَجَاهَدْتَ فِيْ سَبِيْلِ
اللّٰهِ حَقَّ جِهَادِهٖ حَتّٰى اَتٰيكَ الْيَقِيْنُ. جَزَاكَ
اللّٰهُ تَعَالٰى عَنَّا، وَعَنْ وَالِدَيْنَا، وَعَنْ الاسْلَامِ، خَيْرَ الْجَزَآءِ
اَلصَّلٰوةُ، وَالسَّلَامُ عَلَيْكَ يَا سُلْطَانَ الْاَنْبِيَاءِ وَالْمُرْسَلِيْنَ
وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ.

''અસ્સલામુ અલય્ક અય્યુહન નબિય્યુસ સય્યિદુલ કરીમ, વ ર્રસૂલુલ અઝીમ, અર્રઉફુ ર્રહીમ, વ રહ્મતુલ્લાહિ વ બરકાતુહ, અસ્સલાતુ વ સ્સલામુ અલય્ક યા રસૂલલ્લાહ, અસ્સલાતુ વ સ્સલામુ અલયક યા હબીબલ્લાહ, અસ્સલાતુ વ સ્સલામુ અલયક યા ખય્ર ખલ્કિલ્લાહ, અસ્સલાતુ વ સ્સલામુ અલય્ક યા મન અર્સલહુ લ્લાહુ તઆલા રહમતન્ લિલ્આલમીન, અસ્સલાતુ વ સ્સલામુ અલયક યા ખાતિમન નબીય્યીન. અન્તલ હબીબુ યા હબીબલ્લાહ, અશ્હદુ અન્નક યા રસૂલલ્લાહ કદ બલ્લગ્ત ર્રિસાલત, વ અદ્દય્તલ અમાનત, વ નસહ્તલ ઉમ્મત, વ જાહદ્ત ફી સબીલિલ્લાહિ હકક જિહાદિહી, વ અબદ્ત રબ્બક હત્તા યઅ્તિયકલ યકીન. જઝાક લ્લાહુ તઆલા અન્ના, વ અન વાલિદય્ના, વ અનિલ ઈસ્લામિ, ખય્રલ જઝાઅ. અસ્સલાતુ વ સ્સલામુ અલયક યા સુલ્તાનલ અંબિયાએ વલ્ મુરસલીન, વ રહમતુલ્લાહિ વ બરકાતુહ.''

(અય નબી અને અય સરદારે મુહતરમ અને રસૂલે મુઅઝઝમ, શફકત અને રહમતવાળા, તમારા ઉપર સલામ, અને તમારા ઉપર અલ્લાહની (હજારો હજાર) રહમતો અને બરકતો નાઝિલ થાય, તમારા ઉપર સલાતો સલામ. અય અલ્લાહના રસૂલ, તમારા ઉપર સલાતો સલામ. અય અલ્લાહના હબીબ, તમારા ઉપર સલાતો સલામ. અય અલ્લાહની મખ્લૂકમાં સૌથી સારા, તમારા ઉપર સલાતો સલામ. અય (તે મુકદ્દસ ઝાત) જેમને અલ્લાહ તઆલાએ બંને દુન્યા માટે રહમત બનાવીને મોકલ્યા, તમારા ઉપર સલાતો સલામ. અય નબીયોના ખત્મ કરનાર, અય અલ્લાહના હબીબ તમો અમારા મહબૂબ છો. અય અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) હું સાચા દિલથી ગવાહી આપું છું કે તમોએ અલ્લાહનો સંદેશો (લોકો સુધી) પહોંચાડી આપ્યો અને રિસાલતની અમાનત પૂરી કરી આપી અને ઉમ્મતને (પૂરી પૂરી) નસીહત ફરમાવી દીધી અને અલ્લાહના રસ્તામાં એવી કોશીશ કરી, જેવો કે કોશિશનો હક છે અને પોતાના રબની એટલી ઈબાદત કરી કે તેની રાહમાં મૌત આવી ગયું, અલ્લાહ તઆલા આપને, અમારા અને અમારા મા–બાપ તેમજ બધા ઈસ્લામ વાળાઓ તરફથી, સવોત્તમ બદલો ઈનાયત ફરમાવે, તમારા ઉપર

સલાતો સલામ અય નબિયો અને રસૂલોના બાદશાહ, અને આપ ઉપર અલ્લાહની રહમતો અને બરકતો નાઝિલ થાય.)

સલામ પેશ કરતી વખતે, ઘણા હાજીઓ અરબી ઝુબાનથી નાવાકિફ હોવાના કારણે ઉલટ સુલટ બોલે છે, જેનાથી અર્થ બદલાઈ જાય છે. યાદ રાખો, કે સલામ તે સારી છે, કે જે અકીદત, મુહબ્બતથી પેશ કરવામાં આવે,ભલેને તે નાની હોય, એટલે જેઓ પઢવાનું નથી જાણતા, તેઓએ નીચેની નાની સલામ યાદ કરી લેવી જોઈએ અને તે જ વારંવાર પઢતો રહે.

اَلسَّلامُ عَلَیْکَ یَا رَسُوْلَ اللّٰه

"અસ્સલામુ અલય્ક યા રસૂલલ્લાહ"

(અય અલ્લાહના રસૂલ તમારા ઉપર સલામ)

અને જો એથી વધુ યાદ કરી શકતા હોય, તો નીચે પ્રમાણેની સલામ જરૂર યાદ કરી લો.

اَلصَّلٰوۃُ وَالسَّلامُ عَلَیْکَ یَا رَسُوْلَ اللّٰهِ

اَلصَّلٰوۃُ وَالسَّلامُ عَلَیْکَ یَا نَبِیَّ اللّٰهِ

اَلصَّلٰوۃُ وَالسَّلامُ عَلَیْکَ یَا حَبِیْبَ اللّٰهِ

اَلصَّلٰوۃُ وَالسَّلامُ عَلَیْکَ یَا خَیْرَ خَلْقِ اللّٰهِ

اَلصَّلٰوۃُ وَالسَّلامُ عَلَیْکَ یَا خَاتَمَ الْاَنْبِیَا

اَلصَّلٰوۃُ وَالسَّلامُ عَلَیْکَ یَا سَیِّدَ الْاَنْبِیَا وَالْمُرْسَلِیْنَ وَرَحْمَۃُ

اللّٰهِ وَبَرَکَاتُهٗ.

**રવ્ઝએ અકદસ પર સલાત અને સલામ વખતે ઝોક અને શોખ વધારવાની ઈચ્છા હોય તો આ નઅત શરીફ પઢો :**

| ઈલાહી ! મહબૂબે કુલ જહાંકો | દિલો જિગર કા સલામ પહોંચે. |
|---|---|
| નફસ નફસ કા દુરૂદ પહોંચે | નઝર નઝર કા સલામ પહોંચે. |
| બિસાતે આલમકી વુસ્અતોં સે | જહાંને બાલા કી રફઅતોં સે, |
| મલક મલક કા દુરૂદ ઉતરે | બશર બશર કા સલામ પહોંચે. |
| હુઝૂર કી શામ શામ મેહકે | હુઝૂર કી રાત રાત જાગે, |
| મલાઈકહ કે હસીં જિલવ મેં | સહર સહર કા સલામ પહોંચે. |
| ઝુબાને ફિતરત હય ઉસપે નાતિક | બ બારગાહે નબિય્યે સાદિક, |
| શજર શજર કા દુરૂદ જાએ | હજર હજર કા સલામ પહોંચે. |
| રસૂલે રહમતકા બારે ઈહસાં | તમામ ખલકત કે દોશ પર હય, |
| તો ઐસે મુહસિન કો બસતી બસતી | નગર નગર કા સલામ પહોંચે. |
| મેરા કલમ ભી હય ઉનકા સદકા | મેરે હુનર પર હય ઉનકી રહમત, |
| હુઝૂર આકા ! મેરે કલમ કા | મેરે હુનર કા સલામ પહોંચે. |
| યે ઈલ્તિજા હય કે રોઝે મહશર | ગુનાહગારોં પે ભી નઝર હો, |
| શફીએ ઉમ્મત કો હમ ગરીબોં | કી ચશ્મે તર કા સલામ પહોંચે. |
| "ફલાહી" કી બસ દુઆ યહી હય | ફકીર કી અબ સદા યહી હય, |
| સવાદે તયબહ મેં રેહને વાલોં | કો ઉમર ભરકા સલામ પહોંચે. |

સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ

નોટઃ– "ફલાહી"ની જગાએ તમારૂ નામો બોલો.

તમારી સલામ પઢાઈ જાય ત્યાર પછી, જો કોઈએ તમોને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં સલામ રજૂ કરવાની દરખ્વાસ્ત કરી હોય, તો હવે તેના તરફથી સલામ પેશ કરો. જેની રીત આ છે કે :

اَلصَّلٰوةُ وَالسَّلَامُ عَلَيْكَ يَا رَسُوْلَ اللّٰهِ قَدْ اِقْلَا فُلَاجِ

"અસ્સલાતુ વસ્સલામુ અલયક યા રસૂલલ્લાહિ **મિન મુહમ્મદ ઇકબાલ ફલાહી."**

(મતલબ એ છે કે مِنْ પછી તે માણસનું નામ લેવામાં આવે, જેણે તમોને સલામ કરવાની દરખ્વાસ્ત કરી છે.)અને જો ઘણા બધા લોકોએ સલામ પેશ કરવાની દરખ્વાસ્ત કરી હોય અને તમને બધાના નામો યાદ ના હોય, તો તેમના તરફથી આ પ્રમાણે સલામ પેશ કરો :

اَلصَّلٰوةُ وَالسَّلامُ عَلَيْكَ يَا رَسُوْلَ اللّٰهِ مِنْ جَمِيْعِ مَنْ

اَوْصٰنِيْ بِالسَّلامِ عَلَيْكَ.

"અસ્સલાતુ વસ્સલામુ અલય્ક યા રસૂલલ્લાહિ મિન જમીઅિ મન અવ્સાની બિસ્સલામિ અલય્ક"

(અય અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! જે લોકોએ મને, આપના ઉપર સલામ પહોચાડવાની દરખ્વાસ્ત કરી છે, તે તમામ તરફથી આપને સલામ.)

ત્યાર પછી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી શફાઅતની દરખ્વાસ્ત કરો, કે હુઝૂરેવાલા, ગુનાહોના ભારે મારી કમર તોડી નાખી છે, હું આપની રૂબરૂ અલ્લાહ તઆલાથી મારા ગુનાહોની તવબહ કરું છું અને અલ્લાહથી માફી ચાહું છું. આપ પણ મારા માટે મગફિરત માંગો, અને કયામતના દિવસે મારી શફાઅત ફરમાવશો. જો આપ મારી શફાઅત નહિ ફરમાવો તો મારું શું થશે !

મતલબ આ છે, કે દિલની કોઈ ઉમ્મીદ બાકી ના રહી જાય, એ પ્રમાણે દુઆ કરશો અને કોઈકવાર ફકત આંસુઓની ઝૂબાનથી કામ લેશો, તો કોઈકવાર ઝોક–શોખની ઝૂબાનથી કામ લેશો.

દુઆથી ફારિગ થઈ લગભગ એક હાથ જેટલું આગળ ચાલો, અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઉપર સૌથી વધુ જાન કુર્બાન કરનારા હઝરત અબૂબકર (રદિ.)ની ખિદમતમાં આ પ્રમાણે સલામ પેશ કરો :

